આ ગ્રંથના પઠન-પાઠનથી મહા મંગળરૂપ ધર્મ તેની પ્રાપ્તિ થતા આત્મ જ્ઞાનની ભાવનાઓ પ્રગટતા નિર્મળ સમ્યક્ત્વ, જૈનત્વ, અને છેવટે પરમાત્મત્વ પ્રગટ કરાવનાર એક ઉત્તમ અને અપૂર્વ રચના છે

પાચસેહ પાનાનો આ ગ્રંથ છે કિંમત રૂ ૩-૧૨-૦

## શ્રી પંચપરમેષ્ઠી ગુણ રત્નમાળા.

વિવિધ અનેક ચમત્કારિક કથાઓ સાથે શ્રી પચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનુ અપૂર્વ વિસ્તારપૂર્વક વર્ણન ) આટલુ સરલ સુદર અન્ય કોઇપણ ગ્રથમા પ્રગટ થયેલ નથી

સકલ મત્ર શિરોમણી અને ગુણ કંપ મહોદધિ ચૌદ પૂર્વના સારભૂત પચપરમેષ્ઠી નમસ્કાર મહા મત્ર કે જેનો મહીમા કલ્પવૃક્ષ કરતા પણ અધિક છે નવ લાખ વાર વિધિપૂર્વક જાપ કરતા નર્કનુ નિવારણ થતા ભવનો પાર પામે છે-મોક્ષે જાય છે એમ શાસ્ત્રમા વર્ણવેલ છે

આ મહા મગળકારી પચપરમેષ્ઠીરૂપ નવકાર મત્ર કે જેના ૧૦૮ ગુણો હોઇને તેનો ચમત્કાર, પ્રભાવ, તથા તેનુ ફળ ઉદાહરણપૂર્વક વિસ્તારથી આ ગ્રથમા આપવામા આવેલ છે કે જેના અભ્યાસ અને આરાધનથી માનવ જન્મ સફળ થાય છે

જીનેશ્વર ભગવાને પચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનુ ધ્યાન ધરવા ખાસ ફરમાન કરેલ છે તે તે ગુણોનુ અપૂર્વ વર્ણન આપવામા આવ્યુ છે પચપરમેષ્ઠી અને તેના અનુક્રમે બાર, આઠ, છત્રીશ, પચ્ચીશ, અને સત્તાવીશ, ગુણો મળી ૧૦૮ ગુણ થાય છે આ ગુણોનુ જાણપણું સર્વ કોઇને ન હોઇ શકવાથી હાલ ઘણે ભાગે માત્ર નવકાર મત્રનુ ( શબ્દોનુ ) ધ્યાન કરાય છે પરતુ શાસ્ત્ર મહારાજનુ કથન તો પચપરમેષ્ઠીના ૧૦૮ ગુણના વર્ણનનુ સ્મરણ મોક્ષ મેળવવા માટે કરવાનુ ફરમાન છે, જેથી ભવ્ય જનોના ઉપકાર નિમિત્તે **શ્રી રામવિજયજી ઉપાધ્યાયજી મહારાજે** તે ગુણોનુ અપૂર્વ, સુદર ને, મગલ, મોક્ષદાયી વર્ણન અનેક **ચમત્કારીક કથાઓ અને દ્રવ્યાનુયોગની હકીકતો અને શાસ્ત્રોની સાક્ષીઓ આપી** મોક્ષના અભિલાષિઓ માટે એક અલૌકિક રચના કરી છે કિંમત રૂ ૧-૮-૦

## શ્રી સુમુખ નૃપાદિ ધર્મ પ્રભાવકોની ચાર કથાઓ.

આ ઉપદેશક કથાના ગ્રથ કર્તા મહાન ધુરધર વિદ્વાન આચાર્ય શ્રી મુનિ સુદરસૂરીજી **મહારાજ** છે આ મહાન આચાર્યે આ કથાનો ગ્રથ ભવ્યજનોના કલ્યાણના અર્થે બનાવેલ છે, તેમા આવેલ **( ૧ ) શ્રાવક ધર્મ પ્રભાવ ઉપર ચદ્રવીર શુભાની** કથા ( ૨ ) દાનાદિ પુણ્ય ફળ ઉપર **ધર્મધનની કથા** ( ૩ ) શ્રાવક ધર્મની આરાધના વિરાધના ઉપર **સિદ્ધદત્ત કપિલની કથા** અને ( ૪ ) ચાર નિયમ પાળવા ઉપર **સુમુખનૃપાદિ ચાર મિત્રોની કથા** આ ચાર કથાઓ એટલી બધી સુદર, રમિક, પ્રભાવશાલી, ગૌરવતા પૂર્ણ, ચમત્કારીક અને ઉપદેશપ્રદ છે કે તે ચારે કથા વાચતા રોમ રોમ વિકસ્વર થતા, ધર્મ ઉપર શ્રદ્ધા થવા સાથે આત્મિક ગુણોને ઉત્તરોત્તર વૃદ્ધિ થતા, દરેક મનુષ્ય પોતાના આત્માને મોક્ષ નજીક લાવી મુકે છે ઘણીજ થોડી નકલો મીલીકે છે માટે જલ્દી મગાવો કિંમત રૂ ૧-૪-૦

## જૈન નરરત્ન ભામાશાહનું જીવન ચરિત્ર.

હાલના સમયમા ઇતિહાસનો અભ્યાસ, વાચન કથાઓનો આદર જૈન સમાજમા કેટલાક અશે વૃદ્ધિગત થતો જોવામા આવતો હોવાથી તેમજ દેશમા. સમાજમા પણ દેશ અને સમાજ સેવા

પવન જોશભેર ફુંકાતો હોવાથી મનુષ્યો તેવી સેવા કરવા ઇચ્છતા હોવાથી પ્રસંગાનુસાર તેમની ભાવનામાં વધારે બળ મળે એ આશયથી ઇતિહાસ પ્રસિદ્ધ **જૈન કુળભૂષણ ભામાશાહનું ચરિત્ર** ઐતિહાસીક દૃષ્ટિએ તૈયાર કરાવી છપાવેલ છે. આ ગ્રંથમાં નરરત્ન ભામાશાહનો જ્વલંત દેશ તથા સમાજ પ્રેમ-સેવા અને **શ્રીમાન્ હીરસૂરીશ્વરની** અહોનીશ ધગધગતી જ્વલંત શાસનદાઝ એ બંને આદર્શો સાથોસાથ ઉભા રહી ધર્મ પ્રેમના પ્રકાશો પાડી રહેલ છે. જે વાંચતા તે મહાપુરૂષની પ્રભા આપણા જીવનમાં વણી લેવાને સ્હેજે લલચાઇએ છીએ. શુમારે છત્રીશ ફોર્મ ત્રણસે પાનાનો સચિત્ર ઉંચા કાગળ પર સુંદર ટાઇપમાં છપાવી સુશોભીત બાઇંડીંગથી અલંકૃત કરવામાં આવેલ આ ગ્રંથ છે. કિંમત રૂા. ૨-૦-૦

---

## સ્ત્રી ઉપયોગી સુંદર ચરિત્ર.

### સતી સુરસુંદરી ચરિત્ર.

**( રાગરૂપી આગ અને દ્વેષરૂપી કાળા નાગને શાંત કરવામાં જાપ અને મંત્રની ઉપમાને યોગ્ય અદ્ભુત રસિક કથા ગ્રંથ ).**

આ ગ્રંથના મૂળ કર્તા શ્રી ધનેશ્વરમુનિની આ સતી શિરોમણી સ્ત્રી ઉપયોગી કથાની રચના જૈન કથા સાહિત્યમાં બહુ જ આદરને પાત્ર મનાઇ છે. વૈરથી ધગધગતા અને રાગ મોહથી મુંઝાતા હૈયાને શાંત બનાવવાની કળા, કુશળતા અને તાર્કિકતા, કર્તા વિદ્વાન મહારાજે આ ગ્રંથમાં અદ્ભુત રીતે બતાવી છે.

પ્રાચીન શૈલીએ લખાયેલ આ કથાને બની શકે ત્યાં સુધી આધુનીક શૈલીએ મૂળ, વસ્તુ અને આશય, એ તમામ સાચવી સરલ રીતે આ ગ્રંથની રચના કરવામાં આવી છે.

પ્રથમ કથા ચરિત્ર, પછી કેવળી ભગવાનની ઉપદેશ ધારા અને તે પછી પ્રાસંગિક નૈતિક ઉપદેશક શ્લોકો અર્થ સાથે ગોઠવીને આધુનિક પદ્ધતિએ પ્રગટ કરેલ છે.

રસદૃષ્ટિ, ઉપદેશ, ચરિત્ર કથા, અને પ્રાચીન સાહિત્યની દૃષ્ટિએ આ ગ્રંથ એક કિંમતી અણમોલ અને અનુપમ રત્ન છે. કિંમત રૂા. ૧-૮-૦ છે.

---

## વીશસ્થાનક તપ પૂજા ( અર્થ સાથે )

### વિસ્તારપૂર્વક વિવેચન તથા મંડળ સહિત.

વિસ્તારપૂર્વક વિધિ વિધાન, નોટ, ચૈત્યવંદન, સ્તવનો, મંડળો, વિગેરે અને સાદી સરલ ગુજરાતી ભાષામાં અર્થ સહિત અમોએ પ્રગટ કરેલ છે. વિશસ્થાનક તપ એ તિર્થંકર નામ કર્મ ઉપાર્જન કરાવનાર મહાન તપ છે. આ ગ્રંથમાં શ્રી વીશસ્થાનક તપનું મંડળ છે, જે કોઇ અત્યાર સુધી જાણતું પણ ન હતું, છતાં અમે ઘણી શોધખોળ કરી, પ્રાચીન ઘણીજ જુની તાડપત્રની પ્રત ઉપરથી મોટો ખર્ચ કરી, ફોટો, બ્લોક, કરાવી છપાવી આ બુકમાં દાખલ કરેલ છે આ એક અમુલ્ય ( મંડળ ) નવીન વસ્તુ જીનાલય, ઉપાશ્રય, જ્ઞાનભંડાર, લાઇબ્રેરી અને ઘરમાં રાખી પ્રાતઃકાળમાં દર્શન કરવા લાયક સુંદર ચીજ છે. કિંમત ૧-૦-૦ છે. દરેક ગ્રંથનું પોસ્ટ જુદું.

# શ્રી આત્માનંદ પ્રકાશ

પ્રકાશક:—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર

વીર સં. ૨૪૭૧ | માર્ગશીર્ષ | પુસ્તક ૪૨ મું
વિક્રમ સં. ૨૦૦૧ | ઇ. સ. ૧૯૪૪ ડીસેમ્બર : | અંક ૫ મો

## શ્રી સંભવજિન સ્તવન.

( રાગ—શીતળ છે ને દાહક પણ છે )

**મંગલદર્શન સંભવજિનના,** પ્રેમલ ઉર અમારા,
અંતરયામી છો શુભ નામી,
પ્રભુચરણો અતિ પ્યારા મંગલ ૧
શરણ વસુ દિનરાત તમારા, શિવપુર ધામને આપો,
અમર ઉરમાં વાસ કરો પ્રભુજી, જન્મ મરણ દુ:ખ કાપો,
**લક્ષ્મીસાગર—અજિતપદને,**
ચાહે જિનજી પ્યારાં મંગલ ૨

રચયિતા—મુનિરાજશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ
પ્રાંતિજ

---

## વીર-વિભુની સ્તુતિ.

( રાગ—પૂજારી મોરે મંદિરમેં આવો )

**વીરપ્રભુ** મન મંદિરમેં આવો, હૃદયકમળ વિકસિત
કરનેકો—રવિ સમ જ્યોતિ દીખાવો—ટેક
વીરસ્વામીકી કરો સેવા, નેહ સુધા વર્ષાવો,
નરનારી સર્વ મીલ કરકે, ગુણ વીરપ્રભુ કે ગાઓ વી૦
**વીરપ્રભુકી** મુદ્રા નિહાળી, ભવસાયરમેં તારનહારી,
વીર સમ ઓર ન કોઇ મેરી, પાર ઉતારનહારો વી૦
ભવદુઃખ ભય અતિ મનરંજન, મને શરણુ વીરકો આવો,
શાંત ભાવકી મસ્ત પ્યાલી, પીવો ઓર પીલાવો વી૦
વીરપ્રભુની અમોઘ વાણી, સુનો ઓર સુનાવો,
કળા સૌંખ્યું અર્જ કરત હે, હાથ જોડે પ્રભુકે ગુણ ગાવો
નિશદિન સેવા આપો સ્વામી, વેગે દર્શન દીખાવો,
"લક્ષ્મીસાગર" કહે પ્રભુ વીરઘટમેં દર્શન ફેરફેર આપો

---

## પેપર કન્ટ્રોલ ધારો : નમ્ર સૂચના.

ગયા માસની તા. ૧૫ મીથી ભાવનગર-રાજ્યમાં કાગળ (કન્ટ્રોલ) ધારો લાગુ થયેથી ન્યુસ પ્રીન્ટીંગ ન વાપરતાં માસિકો વગેરેને તેની આગનની વપરાશના ત્રીશ ટકા કાગળ વાપરવાનો હુકમ થયો છે એટલે અમારે તે કાયદાને માન આપી આત્માનંદ પ્રકાશના પાના ઘટાડવા પડ્યા છે. આવી રીતે પૃષ્ઠો ઘટી જતા દરેક લેખકોને સ્થાન ન મળે તે સ્વાભાવિક છે તે માટે લેખકો ક્ષમા આપશે. પરિસ્થિતિ હતી તેવી થતાં શ્રી આત્માનંદ પ્રકાશ તેના મૌલ્યતા અને પૂર્વ સ્વરૂપમાં આવશે. વિશ્વયુદ્ધ શરૂ થતાં તરત જ અઢી આને રતલ કાગળના ભાવના બે રૂપીયા રતલના થયા છતાં આગલા સુંદર સ્વરૂપમાં માસિક ચાલુ રાખ્યું તેના અંગે ભેટની બુકો આપવાનું કામ તેજ સ્વરૂપે ચાલુ રાખ્યું તેમ કરતાં આત્માનંદ પ્રકાશખાતે આજે પાંચ વર્ષ થયા તોટો મોટી રકમનો પડવા છતાં જેમ તેનું લવાજમ વધાર્યું નથી તેમ તેના ખોટને પહોંચી વળવા ફંડ કરવાની માગણી કરી નથી, કારણ કે સભામાં દર મહિને નવા સભ્યોની વૃદ્ધિનું લવાજમ અને ગ્રંથો વેચાણનો નફો આવવાથી આ સભા ને સભ્યો અને સુજ્ઞ ગ્રાહકો પાસેથી તે માટે પૈસા લઇ ફંડ કરવું યોગ્ય ન લાગ્યું તે આ સભાના દર વર્ષે પ્રગટ થતા રિપોર્ટ પરથી જાણી શકાય તેવું છે. આવી સંસ્થાઓને બીજી રીતે આવક હોય ને એક ખાતે અસાધારણ સંયોગે થોડા સમય માટે તોટો પડે તે માટે ફંડ કરવું તે ખાતે પૈસા લેવા આ સભાને યોગ્ય લાગ્યું નથી

# —: વિશુદ્ધ ધર્મ :—



મૈત્રીનો આદેશ ઉચ્ચાર્યો, શ્રી વીતરાગ જિનેશ્વરે.
माकार्षित् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखितः ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ १ ॥
સર્વના ગુણ નિહાળીને હર્ષ પામે હૈયું એ દિવ્ય પ્રમોદ ભાવના.
દુઃખીના દુઃખ જોઈ ઉપજે કારુણ્ય ભાવ તે કરુણા ભાવના.
પાપી અને અધર્મી તરફ ઉપજે સમભાવ તે માધ્યસ્થ ભાવના.
જૈનધર્મની ભાવનાઓનો જિનેશ્વરરૂપી રવિ દેવથી પ્રગટે;
જે પરમ વિકાસ એ જ માનો, મહાનુભાવો આત્મ ધર્મ વિકાસ.

રાજેન્દ્રો, સુરેન્દ્રો, નર, કિન્નરો, મનોહર ને નિર્મળ હેમ સમ પુનિત;
જયવન્ત ને અજિત જિનેશ્વર પદે નમે છે પ્રફુલ્લહૃદયે પળે પળે.
સર્વદા પ્રચાર હો અખિલ વિશ્વે ભગવતી શારદા જિનવાણીનો.
ઇચ્છો કદિ પરમ પદ, વિસ્તૃત કીર્તિ અથવા આ જગતે;
લોકોદ્ધારક સાચાં, આદરકર શુભ જિન વચને.
જૈનધર્મની પ્રસરો સુવાસ સર્વત્ર, ને પ્રાપ્ત હો તે પ્રત્યેક ભવિને.

વૃદ્ધિ હો દિને દિને આત્મધર્મ વિકાસની,
ભાવના ભરી સુવાસમાં, લાખો હો પ્રણામ એ;
જિનેશ્વરરૂપી ધર્મ વિકાસી, રવિ દેવ ચરણે;
જે અર્પે છે અધિક તર તેજ પૂંજપવિત્ર જૈનધર્મને,
ને પ્રાપ્ત હો અધિકતર દિવ્ય આત્મધર્મ વિકાસ.
એ જ સત્ય સનાતન જૈનધર્મ.

जंपिज्जइ पियवयणं, किज्जइ विणआय दिज्जए दाणं ।
परगुणगहणं किज्जइ, अमूलमंतं वसीकरणं ॥
પ્રિયવચની ને વિનયી, દાની ને વળી અન્ય ગુણ જ્ઞાતા;
વશ થાયે જગ જેથી, મંત્ર વિનાના વશીકરણી થાતા.

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥
શુભ હો સર્વે જગતું, પરહિતમાં તત્પર હો જન સર્વે;
નાશ બનો સૌ દોષો, સઘળાં સુખે રાચો હર્ષે.

રચયિતા—મુનિરાજશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ-પ્રાંતિજ.

# ાર્થસૂચક વસ્તુ વિચારસંગ્રહ.

મુનિ૦ પુણ્યવિજય ( સંવિજ્ઞપાક્ષિક )

( પૃષ્ઠ ૭૭ થી શરૂ )

એવા વાચાળ મનુષ્યો
ક્ષાવતો પણ ખાલી
તો ઠામ ઠામ છે,
ર્મબુદ્ધિથી ભીંજાયુ
ં છે, તથા સસાર
સાર દુ ખથી મુક્ત
ઈચ્છા જ માત્ર છે
વર્ષા કરવાવાળા મેઘ
ભ છે ૧૪૫

એ આપેલો ઉપદેશ
આવે અને હૃદયમા
વે તો જ ઉત્તમ ફળ
રથી ઉપદેશના અર્થને
દેશ કાંઈ પણ ફળ

પોતાની બુદ્ધિથી જ
જાણવા યોગ્ય વસ્તુ
તે વસ્તુની પ્રાપ્તિ થતી

પડે છે ત્યારે જ વસ્તુ
કર્યા વગર વસ્તુસ્થિતિ
જાગૃતિ સ્ફુરાયમાન
અ તરગમા જરાપણ
પરથી ચાલ્યો જાય છે
કહ્યુ છે કે—' પાચ
પ દર મિનિટ વિચાર
કરવાની ટેવ પડશે
શોધી શકાશે ૧૪૮

જો વાચન, પરિચય, નિદિધ્યાસન હોય તો તેમાથી કાઇ ને કાઈ સમજવાનુ, વિચારવાનું, આદરવાનુ અને મનન કરવાનુ જરૂર મળી આવે છે. ક્રિયામાર્ગની સાથે જ્ઞાનમાર્ગ સાધવાથી યથાર્થ ફળની પ્રાપ્તિ થાય છે ૧૪૯

જ્ઞાન અને ક્રિયા એકલા કોઈપણ વખત રહી શકતા નથી કોઇ વખત જ્ઞાનની મુખ્યતા તો ક્રિયાની ગૌણતા અને ક્રિયાની મુખ્યતા તો જ્ઞાનની ગૌણતા પણ બન્ને જોડુ કાયમ સાથે જ રહે છે, છતા જ્ઞાનમાર્ગ અને ક્રિયા માર્ગ કહેવાનો આશય જ્ઞાનની મુખ્યતા તે જ્ઞાનમાર્ગ અને જેમા ક્રિયાની મુખ્યતા તે ક્રિયામાર્ગ એ જ છે ૧૫૦

જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે તે બન્નેમાથી એકનો પણ નિષેધ કરનાર મોક્ષનો સાધક થઇ શકતો નથી, કારણ કે ક્રિયા એ વીર્યની વિશુદ્ધિરૂપ છે અને જ્ઞાન એ ચેતનાની વિશુદ્ધિરૂપ છે જયારે ચેતના અને વીર્યની વિશુદ્ધિ થાય ત્યારે જ સર્વ સ વરરૂપ મોક્ષ થાય છે ૧૫૧

માત્સર્ય ભાવ રહિત અને પાપકાર્ય પ્રતિ તિરસ્કાર સહિત ગાભીર્યતા ને ધૈર્યતા એ બન્ને પવિત્ર આશયયુક્ત જેમા દાક્ષિણ્યપણુ હોય તો જ તેનુ સત્ય દાક્ષિણ્યપણુ કહેવાય, અન્યથા એ બન્ને આશય વિનાનુ દાક્ષિણ્યપણું ભદ્રિક આત્માને મારનારુ કાતિલ શસ્ત્ર જાણુવુ. ૧૫૨

જેમને પામવા યોગ્ય આત્મસ્વરૂપ પ્રાપ્ત

થયું છે. એટલે જગતના અન્ય પદાર્થો પરથી જેમની આસક્તિ નષ્ટ થઇ છે, તેથી હાનાદાન-ત્યાગવાનું અને ગ્રહણ કરવાનું કાંઇ રહેતું નથી આવી રીતે ઈષ્ટ-અનિષ્ટ વસ્તુના અભાવે મહાત્મા મુનિઓને ઉદાસીનતા હોય છે. ૧૫૩

બાહ્ય અને અભ્યંતર એકસરખી પ્રવૃત્તિ હોય, તથા સ્વરૂપની મુખ્યતા સહિત ક્રિયામાં પ્રવૃત્તિ હોય-જેમાં આત્માની અધિકતા સિવાય બીજું કાંઇ ન હોય તેને અધ્યાત્મ કહેવાય છે. ૧૫૪

જે આત્મા જેવો છે તેવો પ્રકાશે એટલે પોતે જાણે, અનુભવે અને લોકોને સમજાવે તે જ માત્ર અધ્યાત્મી જાણવા. ૧૫૫

જેમ મનુષ્યો જ્યાં ત્યાં મસ્તકને ઝુકાવતા નજરે પડે છે તેમ દેવતાઓ કરતાં નથી. તેઓ તો ખાસ ગુણ દેખીને જ નમન કરે છે, કારણ કે મનુષ્યો કરતાં તેમનામાં વિવેકબુદ્ધિ વિશેષ હોય છે. ૧૫૬

પાશવીય ૧, ધર્માન્ધ ૨, વિવેકશૂન્ય ૩, શારીરિક ૪, સ્વાર્થ ૫, વૈકારિક ૬, અનાર્ય ૭, ઇન્દ્રજાલ ૮, વિષયપ્રેમ ૯, અવિવેક ૧૦, ચલ ૧૧, વ્યક્તિપ્રેમ ૧૨, સાધ્યશૂન્ય ૧૩, નૈતિક ૧૪, ક્ષયિક ૧૫, નિ:સાર ૧૬, ધર્મ-બીજ ૧૭, પૂર્વસંસ્કાર ૧૮, ગુણપ્રેમ ૧૯ અને આત્મિકપ્રેમ ૨૦ આ વીસ જાતના પ્રેમ છે. પ્રથમના સોળ પ્રેમ સંસારવૃદ્ધિના હેતુ છે, છેલ્લા ચાર પ્રેમ મુક્તિના ઉત્તરોત્તર કારણરૂપ છે. ધર્મબીજ પ્રેમની સામાન્યથી માર્ગાનુસારી-પણાથી શરૂઆત થાય છે, અને વિશેષથી સમ્યક્ત્વથી શરૂઆત સમજવી. આ પ્રેમ સિવાય ધર્મની શરૂઆત થતી જ નથી. ૧૫૭

પક્ષપાત વિનાનો જે વિશેષજ્ઞ હોય તે જ વિશેષજ્ઞ જાણવો. પક્ષપાતી વસ્તુની બરાબર પરીક્ષા કરી શકતો નથી અને પોતે જે વાત માની લીધી હોય તેનું સમર્થન કરે છે. ૧૫૮

સર્વ જિનમતનું ચિહ્ન સ્યાદ્વાદ છે 'સ્યાત્' પદનો અર્થ 'કથંચિત્' છે, માટે જે ઉપદેશ હોય તેને સર્વથારૂપ ન જાણી લેવો પણ ઉપદેશના અર્થને જાણી ત્યાં આટલો વિચાર કરવો કે-આ ઉપદેશ કયા પ્રકારે છે? કયા પ્રયોજન સહિત છે? અને કયા જીવને કાર્યકારી છે? ઇત્યાદિ વિચાર કરીને અર્થ ગ્રહણ કરવો. ૧૫૯

જ્ઞાનીની વાણી પૂર્વાપર અવિરોધ, આત્માર્થ ઉપદેશક, અપૂર્વ અર્થનું નિરૂપણ કરનાર હોય છે અને અનુભવ સહિતપણું હોવાથી આત્માને સતત જાગૃત કરનાર હોય છે. ૧૬૦

જ્યાં સુધી બને ત્યાં સુધી જ્ઞાની પુરુષના વચનને લૌકિક આશયમાં ન ઉતારવાં અથવા લોકોત્તર દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે અને જ્યાં સુધી બને ત્યાં સુધી લૌકિક પ્રશ્નોત્તરમાં પણ વિશેષ ઉપકાર વિના પડવું ન ઘટે, તેવા પ્રસંગો-થી કેટલીક વાર પરમાર્થદૃષ્ટિ ક્ષોભ પમાડવા જેવું પરિણામ આવે છે. ૧૬૧

યમ-નિયમાદિ જે સાધનો સર્વ શાસ્ત્રમાં કહ્યાં છે તે નિજસ્વરૂપની પ્રાપ્તિ અર્થે છે, કેમકે તે સાધનો પણ કારણને અર્થે છે. તે કારણ આ પ્રમાણે છે-આત્મજ્ઞાન રહી શકે એવી પાત્રતા પ્રાપ્ત થવા, તથા તેમાં સ્થિતિ થાય તેવી યોગ્યતા થવા આવા એ કારણો ઉપદેશ્યા છે. તત્ત્વજ્ઞા-નીએ એથી એવા હેતુથી એ સાધનો કહ્યા છે, પણ જીવની સમજણમાં સામટો ફેર હોવાથી તે સાધનોમાં જ અટકી રહ્યો અથવા તે સાધન પણ અભિનિવેશ પરિણામે ગ્રહ્યા. આંગળીથી જેમ બાળકને ચંદ્ર દેખાડવામાં આવે તેમ તત્ત્વજ્ઞાનીઓએ એ તત્ત્વનું તત્ત્વ કહ્યું છે.

નિજ કલ્પનાએ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિનું સ્વરૂપ ગમે તેમ સમજી લઇને અથવા નિશ્ચય-નયાત્મક બોલો શીખી લઇને સદ્વ્યવહાર

લેપવામા જે પ્રવર્તે તેથી આત્માનુ કલ્યાણ થવુ સભવતુ નથી અથવા કલ્પિત વ્યવહારના દુરાગ્રહમા, રોકાઈ રહીને પ્રવર્તતા પણ જીવનને કલ્યાણ થવુ સભવતુ નથી

આત્મહેતુભૂત એવા સગ વિના સર્વસગ મુમુક્ષુ જીવે સક્ષેપ કરવા ઘટે છે કેમ કે તે વિના પરમાર્થ આવિર્ભૂત થવો કઠણ છે અને તે કારણે વ્યવહાર, દ્રવ્ય સયમરૂપ સાધુત્વ શ્રી જિને ઉપદેસ્યુ છે ૧૬૩

જેમ જેમ ચિત્તનુ શુદ્ધિપણુ અને સ્થિરત્વ હોય છે તેમ તેમ જ્ઞાનીના વચનોનો વિચાર યથાયોગ્ય થઈ શકે છે સર્વ જ્ઞાનનુ ફળ પણ આત્મસ્થિરતા થવી એ જ છે. ૧૬૪

નિમિત્તે કરીને જેને હર્ષ થાય છે, નિમિત્તે કરીને જેને શોક થાય છે, નિમિત્તે કરીને જેને ઇંદ્રિયજન્ય વિષય પ્રત્યે આકર્ષણ થાય છે, નિમિત્તે કરીને જેને ઇંદ્રિયને પ્રતિકૂળ એવા પ્રકારોને વિષે દ્વેષ થાય છે, નિમિત્તે કરીને જેને ઉત્કર્ષ આવે છે, નિમિત્તે કરીને જેને કષાય ઉદ્ભવે છે એવા જીવને બને તેટલો તે તે નિમિત્તવાસી જીવોનો સગ ત્યાગવો ઘટે છે અને નિત્ય પ્રત્યે સત્સગ કરવો ઘટે છે સત્સગના અયોગે તથાપ્રકારના નિમિત્તથી દૂર રહેવુ ઘટે છે ૧૬૫

બોધ બે પ્રકારથી જ્ઞાની પુરુષોએ કર્યો છે એક તો સિદ્ધાતબોધ અને બીજો તે સિદ્ધાતબોધ થવાને કારણભૂત એવો ઉપદેશ બોધ જો ઉપદેશબોધ જીવને અતકરણમા સ્થિતિમાન થયો ન હોય તો સિદ્ધાત-બોધનુ માત્ર શ્રવણ થાય તે ભલે, પણ પરિણામ થઈ શકે નહિ સિદ્ધાતબોધ એટલે પદાર્થનુ જે સિદ્ધ થયેલુ સ્વરૂપ છે, જ્ઞાની પુરુષોએ નિષ્કર્ષ કરી જે પ્રકારે છેવટે પદાર્થ જાણ્યો છે, તે જે પ્રકારથી વાણીદ્વારાએ જણાવાય તેમ જણાવ્યો છે એવો જે બોધ તે **સિદ્ધાંતબોધ** છે પણ પદાર્થના નિર્ણયને પામવા જીવને અતરાયરૂપ તેની અનાદિ વિપર્યાસભાવને પામેલી એવી બુદ્ધિ કે જે વ્યક્તપણે કે અવ્યક્તપણે વિપર્યાસપણે પદાર્થસ્વરૂપને નિર્ધારી લે છે તે વિપર્યાસ બુદ્ધિનુ બળ ઘટવા યથાવત્ વસ્તુસ્વરૂપ જાણવાને વિષે પ્રવેશ થવા જીવને **વૈરાગ્ય** અને **ઉપશમ** સાધન કહ્યા છે, અને એવા જે જે સાધનો જીવને સસારભય દૃઢ કરાવે છે તે તે સાધનો સબધી જે ઉપદેશ કહ્યો છે તે **ઉપદેશબોધ** છે ૧૬૬

સાત નય અથવા અનત નય છે, તે બધા એક આત્માને જ અર્થે છે અને આત્માર્થ તે જ એક ખરો નય છે નયનો પરમાર્થ જીવથી નીકળે તો ફળ થાય છેવટે ઉપશમભાવ આવે તો ફળ થાય, નહીં તો જીવને નયનુ જ્ઞાન જાળરૂપ થઈ પડે અને વળી અહકાર વધવાનુ ઠેકાણુ છે. ૧૬૭ (ચાલુ)

---

# મનનું દુર્જયપણું.

મુનિ લક્ષ્મીસાગરજી,

આ ત્રણ જગત ઘણાએ જીતી લીધા એટલે કે ચક્રવર્તીપણ પામીને છ ખડ જીત્યા, ઇંદ્રપણુ પામીને અધોલોક તથા ઊર્ધ્વલોકનુ સ્વામીત્વ મેળવ્યુ એવા પુરુષો પણ મનનો જય કરવા શકિતમાન થયા નહીં તેથી મનના જયની પાસે ત્રણ લોકનો જય પણ તૃણ સમાન છે, કારણ કે ચોથા પુરુષાર્થ મોક્ષની પ્રાપ્તિ કાંઈ ત્રણ લોકનો જય કરવાથી થતી નથી તે તો મનનો જય કરવાથી જ થાય છે એટલે કે મનને વશ કર્યું હોય તો મોક્ષમા લઈ જાય છે અને મનને આધીન થયેલા પ્રાણીઓને સસારમા ભ્રમણ કરવુ પડે છે અહીં જો કે મનને જ મુખ્ય ગણ્યુ છે, પરતુ

મનનો પણ સ્વામી આત્મા છે, મન તેનું કિંકર છે; પરંતુ કોઇક વખત નોકર-મુનિમ-દીવાન વિગેરે માથાભારે થઇ સ્વામીને યુકિત-પ્રયુકિતવડે પોતાને આધીન કરી અનેક પ્રકારે નચાવે છે, તે જ પ્રમાણે આ આપણા મનને આધીન થઇ પોતાનું કર્તવ્ય ચૂકી મનના કહ્યા પ્રમાણે જ ચાલે છે, તેથી તે આત્મહિત કરી શકતો નથી; માટે મનને જ આધીન કરવાનો પ્રયત્ન પ્રથમ કરવો. તેનો જય કર્યા પછી આત્મહિત કરવામાં કાંઇ પણ મુશ્કેલી રહેશે નહિ.

**મોહ અને વિવેકની પ્રતિસ્પર્ધીતા.**

આ જગતમાં મોહ અને વિવેક એ બન્ને ખરેખરા એક બીજાના પ્રતિસ્પર્ધી છે. મોહ વિવેકને ભૂલાવે છે અને વિવેક આવે ત્યારે મોહ નાશ પામે છે. આ સંસારમાં પ્રાણીને પરિભ્રમણ કરવાનું કારણ મોહ જ છે અને તેનાથી છૂટવાનું-ઊંચા આવવાનું કારણ વિવેક જ છે. વિવેકરૂપ સૂર્યનો ઉદય થાય ત્યારે જ પ્રાણી પોતાના આત્મસ્વરૂપને જોઇ શકે છે, તે સિવાય આત્મસ્વરૂપનો બોધ થઇ શકતો નથી અને આત્મસ્વરૂપ યથાર્થ સમજાયા સિવાય મોહ નષ્ટ થતો નથી. એ બન્ને પરસ્પર કાર્ય-કારણભાવે વર્તે છે.

---

# જૈનોનું યોગદર્શન

યોગ એ ક્રિયામાર્ગનો પર્યાય છે. આ યોગ માર્ગ ઉપનિષદોમાં પ્રસંગોપાત વર્ણવવામાં આવ્યો છે. તે પછી દરેક દર્શનકારે પોતપોતાના સૂત્ર ગ્રંથોમાં સાધનરૂપે યોગને વર્ણવ્યો છે. મહર્ષિ ગૌતમે ન્યાય સૂત્રમાં ન્યાયના પેટામાં યોગનો વિષય લીધો છે. મહર્ષિ કણાદે વૈશેષિક દર્શનમાં યમ, નિયમ, શૌચ વગેરે યોગના અંગોને દેખાડયા છે. મહર્ષિ શ્રી કપીલે સાંખ્ય શાસ્ત્રમાં યોગને સમાવ્યો છે. શ્રી વેદવ્યાસે વેદાંત સૂત્રમાં ત્રીજા અધ્યાયનું નામ "સાધન અધ્યાય" રાખી તેમાં યોગ ગાયો છે. શ્રી ભગવદ્ ગીતામાં આ યોગ શ્રી કૃષ્ણે ગાયો છે. ગીતામાં છઠ્ઠા અધ્યાયમાં યોગનું વિસ્તૃત વર્ણન છે. શ્રી ગીતા કહે છે કે—

**तपस्विभ्योऽधिको योगी, ज्ञानिभ्यश्चाधिको मत**
**कर्मिभ्यो श्चाधिको योगी तस्माद्योगी भवार्जुन!**

મહાભારતના અનુશાસન પર્વમાં પણ યોગનો ઉપદેશ છે. યોગ વાશિષ્ઠમાં પણ યોગ સરસ રીતે છવાયલો છે ભાગવતમાં પણ યોગનું વર્ણન છે. તાંત્રિક ગ્રંથોમાં પણ યોગની પ્રક્રિયાઓ મળે છે, મહાનિર્વાણ તંત્ર અન ષટ-ચક્રનિરૂપણ આદિ ગ્રંથો યોગનું વર્ણન કરે છે.

યોગના બે માર્ગો છે. રાજયોગ અને હઠ-યોગ. તેમાં સર્વે શાસ્ત્રોએ રાજયોગને પ્રશંસ્યો છે. આસન, પ્રાણાયામ વિગેરેથી યોગની પ્રાપ્તિ હઠયોગપ્રદિપિકામાં સાદ્યન્ત વર્ણવી છે. શ્રી ગીતાની જ્ઞાનેશ્વરી મહારાતી ટીકામાં યોગનું સવિસ્તર વર્ણન છે, મૈથિલ પંડિત ભવદેવનો રચેલ યોગ નિબંધ યોગને વર્ણવી બતાવે છે. કબીરજીનો બીજક ગ્રંથ યોગની પ્રક્રિયાઓ વર્ણવે છે.

યોગ માટે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પુસ્તક મહર્ષિ પતંજલીનું યોગદર્શન છે તે **अथ योगानुशासनम्** થી શરૂ કરી **योगश्चित्तवृत्तिनिरोधः** એમ યોગની વ્યાખ્યા કરે છે. યોગશાસ્ત્રના પાયારૂપ પતંજલીનું યોગશાસ્ત્ર યોગ વિષયના સર્વોત્તમ ગ્રંથ તરીકે સર્વત્ર સ્વીકારાયો છે. આ યોગશાસ્ત્રના ૪ પાદ અને ૧૯૫ સૂત્રો છે. સમાધિ, સાધન, વિભૂતિ અને ચોથું કૈવલ્ય પાદ. છ યોગને માટે આ ગ્રંથ ચાવી રૂપ છે. એ યોગશાસ્ત્ર સર્વ દર્શન સમન્વય રૂપે લખાયો છે. એની દષ્ટિ અતિ વિશાળ છે.

જૈન દર્શન ઉપર યોગશાસ્ત્રનો પ્રભાવ વિશે-

૫પણે પડયો છે આ બને દર્શનોનુ સામ્ય અધિક પ્રમાણમા (૧) શબ્દ, (૨) વિષય અને (૩) પ્રક્રિયામા સામ્ય દેખાય છે જૈન તત્ત્વજ્ઞાનમા નિવૃત્તિનુ તત્વ પ્રધાનપણે મનાયુ છે મહાયોગી શ્રી મહાવીરસ્વામીએ બાર વરસ સુધી મૌન ધારણ કરી યોગ કરી આત્મચિંતન કર્યું હતુ ત્યારથી જૈન ત્યાગીઓમા યોગને પ્રાધાન્ય અપાયુ છે. જૈનોના આગમોમા પાચ યમો, તપ, સ્વાધ્યાયને પ્રાધાન્ય અપાયુ છે. યોગનુ મુખ્ય અંગ ઇન્દ્રિયવિજય જૈન ધર્મનુ મુખ્ય અંગ છે, પ્રત્યાહાર જૈન સાધુઓના જીવનમા વણાયલુ છે જૈન ધર્મ યોગની એકાગ્રતાને પોતાના ધર્મમા સ્થાન આપે છે, પરંતુ જૈન ધર્મ અહંત્વ, મમત્વનો ત્યાગ એ યોગની ખરી ભૂમિકા ગણે છે. એને જ પારમાર્થિક યોગ દેખાડે છે યોગ જૈન આચાર શાસ્ત્રમા વર્ણવેલો છે

જૈન શાસ્ત્ર આત્મચિંતનને જીવનનુ મુખ્ય ધ્યેય ગણે છે નિવૃત્તિમા પ્રવૃત્તિ ઓપે છે એને જ જૈન ઉત્તરાધ્યયનમા " અષ્ટ પ્રવચનમાતા " કહેલ છે સ્વાધ્યાય અને ધ્યાન જૈન સમ્યક્ દર્શનમા ઉપયોગી છે ધ્યાન એ યોગનો પર્યાય છે

જૈન આગમ પછી જૈન નિર્યુક્તિમા યોગનું સ્પષ્ટીકરણ છે વાચક ઉમાસ્વાતિરચિત તત્ત્વાર્થસૂત્રમા ધ્યાનના જુદા જુદા અંગો સ્પષ્ટ કરવામા આવ્યા છે જિનભદ્રગણી ક્ષમાશ્રમણની બનાવેલ પુસ્તિકા ધ્યાનશતક ધ્યાન ઉપર જ રચાઇ છે

જૈન યોગશાસ્ત્રમા હવે હરિભદ્રસૂરિએ મહત્વનો પ્રકાશ આપ્યો એમણે 'યોગબિંદુ, યોગદૃષ્ટિસમુચ્ચય, યોગવિંશિકા, યોગશતક રચ્યા છે ષોડશક એ પણ એમનો ગ્રંથ છે શ્રી હરિભદ્રસૂરિ યોગી હતા એમણે પાતંજલ યોગદર્શનના પાયા ઉપર સરસ ઇમારત ઊભી કરી છે હરિભદ્રસૂરિ ઉદાત્તાત્મા છે પાતંજલ યોગદર્શનનુ રૂણ મુક્ત કંઠે સ્વીકારે છે યોગપ્રક્રિયાના રૂઢ શબ્દોની સાથે જૈન સંકેતોનુ સુંદર સંમિશ્રણ કરે છે તે સિવાય યોગની આઠ દૃષ્ટિઓનુ નવીન સરસ વર્ણન આપે છે

જૈન આગમમા હેમચંદ્રસૂરિ સૂર્ય હતા એમની વિદ્વત્તા, સર્વગ્રાહી શક્તિ, એમની સૂક્ષ્મ શાસ્ત્રદૃષ્ટિ, એમની વ્યાપક બુદ્ધિમત્તા ખરેખર અનુપમ છે એ જમાનામા સૂરિજી આખા ભારતમા સર્વ શ્રેષ્ઠ વિદ્વાન હતા કોઇ પણ સાહિત્યના વિષયને ન્યાય આપવા એમની પ્રખર વિદ્વત્તા પ્રકાશિત રહે છે સૂરિજીએ યોગની વ્યાખ્યા જૈન સંકેતો અને શૈલી મુજબ કરી છે સૂરિજીએ મનની ચાર અવસ્થાઓનુ વર્ણન કર્યું છે ( ૧ ) વિક્ષિપ્ત, (૨) યાતાયાત (૩) શ્લિષ્ટ ( ૪ ) સુલિન

યોગશાસ્ત્રના ક્ષેત્રમા સૂરિજી પછી બીજુ નામ ઉપાધ્યાય યશોવિજયજીનુ છે એઓ પણ સમર્થ વિદ્વાન અને યોગી હતા જૈન અને જૈનેતર યોગનુ એમને વ્યાપક જ્ઞાન હતું આથી એમના અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ અને બત્રીસીઓ સર્વે દર્શનોના જિજ્ઞાસુઓને સમાન ભાવે ઉપયોગી છે ઉપાધ્યાયજી યોગના અનુભવી હતા કોઇ પણ જૈન સાધુને હઠયોગ ઉપર પક્ષપાત નથી આત્મચિંતન માટે જ યોગદૃષ્ટિ સ્વીકારે છે યશોવિજયજી જૈન યોગ મંતવ્યોની પરિભાષાનો જૈનેતર દર્શનો સાથે સુયોગ્ય મિલન કરી પોતાની સમ્યગ્દૃષ્ટિ દેખાડે છે એમણે મહર્ષિ પતંજલિકૃત યોગદર્શન ઉપર લઘુવૃત્તિ લખી છે એમા યોગ સાથે સાંખ્ય પ્રક્રિયા પણ વર્ણવી છે જૈન અને જૈનેતર પરિભાષાનો છૂટથી ઉપયોગ કર્યો છે ઉપાધ્યાયજી સૂક્ષ્મતત્ત્વવેત્તા અને ગુણગ્રાહક હતા શ્રી ભગવદ્ ગીતાનો પણ એમણે સર્વગ્રાહી દૃષ્ટિથી ઉપયોગ કર્યો છે

શ્વેતાંબર જૈન સહિત્યમા યોગસાર નામનો

ગ્રંથ કોઈ આચાર્યનો બનાવેલો મળ્યો છે. હેમસૂરિજીના યોગશાસ્ત્રની પદ્ધતિ અનુસારે છે.

દિગમ્બર જૈન સાહિત્યમાં પણ યોગ માટે યોગ સંબંધીના થોડાંક ગ્રંથો, પુસ્તકો મળે છે. બે નાની પુસ્તિકા "ધ્યાનસાર" ને "યોગપ્રદીપ" છે. જૈન યોગમાં નિવૃત્તિ તત્વની પ્રાધાન્યતા સ્વીકારવામાં આવી છે, અને યોગને ધ્યાન એક જ અર્થમાં વપરાય છે. છેવટે યોગ સંબંધી હરિભદ્રસૂરીના બે શ્લોકો આપી આ લેખ સમાપ્ત કરશે. એમાં સંપ્રજ્ઞાત અને અસમપ્રજ્ઞાત સમાધિનું વર્ણન છે.

**समाधिरेष एवान्यैः संप्रज्ञातोऽभिधीयते ।**
**सम्यक् प्रकर्षरूपेण वृत्त्यर्थज्ञानतस्तथा ॥**
**असम्प्रज्ञात एषोऽपि समाधिर्गीयते परैः ।**
**निरुद्धशेषवृत्त्या दिनत्स्वरुपानुवेधतः ॥**

હરિભદ્રસૂરિના યોગ સંબંધી માટેના વિચારો માટે આવતો લેખ જુઓ.

**ડુંગરશી ધરમશી સંપટ.**

---

# સમ્યગ્જ્ઞાનની કુંચી

## યોગની અદ્ભૂત શક્તિ

( ગતાંક પૃષ્ઠ ૭૯ થી શરૂ )

હિન્દના યતિઓ આલસ્યની પ્રતિમૂર્ત્તિ રૂપ છે એમ ખાસ કરીને યુરોપ અને અમેરિકાના ઘણા મનુષ્યો માને છે. હિન્દના યતિઓ આથી યુરોપ અને અમેરિકામાં અનેકવાર ટીકાનો વિષય થઇ પડે છે. ઉચ્ચ કોટિના યોગી મનુષ્યો કેવાં મહાન્ અદ્દભુત કાર્યો કરી શકે છે તેનું ટીકાકારોને કશુંયે જ્ઞાન નથી હોતું. યોગીઓના સંબંધમાં પ્રાયઃ અજ્ઞાનને કારણે જ તેમના સંબંધમાં અનેક રીતે ટીકાઓ થયા કરે છે અને થાય છે. સ્વામી રામતીર્થ જ્યારે અમેરિકા ગયા ત્યારે એક વિદ્વાન્ અમેરિકને હિન્દના યતિઓ અને યોગીઓના સંબંધમાં ટીકા કરતાં, હિન્દના યતિઓ અમેરિકામાં આવે તેથી અમેરિકામાં આલસ્યનો પ્રાદુર્ભાવ થાય એમ જણાવી, અમેરિકામાંથી તુરત ચાલ્યા જવાની સ્વામીજીને તાકીદ પણ કરી હતી. સ્વામીજીને કંઇ સારું કામ કરવાનો બોધ પણ આપ્યો હતો.*

સ્વામીજીને આ ટીકાથી લેશ પણ સંક્ષોભ ન થયો.

સ્વામીજીએ સામાન્ય રીતે હિન્દના યતિઓ

---

* પાશ્ચાત્યોનું સત્કાર્ય ( સત્કાર્યો ) દુઃખી અને ઈજા પામેલા મનુષ્યોને તાત્કાલિક મદદ અને અનાથોને તાત્કાલિક સહાય એટલામાં જ આવી જાય છે, પાશ્ચાત્યો દુઃખી અને અનાથ મનુષ્યોને પ્રાયઃ હંમેશને માટે સહાય નથી કરતા. જે મનુષ્યોને જીવન–નિર્વાહ નિમિત્તે પોતાનો બધો સમય કોઇ ને કોઇ કામમાં જ વ્યતીત કરવો પડે છે, તેઓ દુઃખી મનુષ્યોને હંમેશ મદદ ન જ કરી શકે એ દેખીતું છે. અનાથ મનુષ્યોને તાત્કાલિક રાહત જ મળે છે અને એ રીતે સહાયનું સ્વરૂપ આધ્યાત્મિક પ્રતિનું નથી હોતું. એ સહાયથી સહાય આપનારને માનસિક કે આધ્યાત્મિક શાન્તિ ભાગ્યેજ પરિણમે છે. મનુષ્યને ખરી શાન્તિ ધર્મથી જ મળી શકે છે. જે ઉદારતા કે સહાયમાં ધર્મ–તત્વ જ ન હોય તે ઉદારતા કે સહાય નિરર્થક જ કહી શકાય. એ ઉદારતા અને સહાયનું ક્ષેત્ર સંકુચિત હોય છે. તેથી પરમ ધ્યેયની સિદ્ધિ નથી થઇ શકતી. ધર્મ, જીવનમાં જ સાચી અને સર્વ પ્રકારની ઉદારતા સંભવી શકે છે. એ ઉદારતા અત્યંત ઉપયુક્ત છે. તેથી સત્ય ધ્યેયની પ્રાપ્તિ પણ થઇ શકે છે. એકલી ઉદારતા ધર્મભાવના અને ઉચ્ચ સદ્ગુણના પરિણામરૂપે ભાગ્યે જ સંભવી શકે છે. ધર્મભાવના યુક્ત ઉદારતા જ પરમ કલ્યાણકારી છે.

અને ખાસ કરીને પોતાને માટે થયેલી ટીકાનો સુંદર જવાબ આપતા જણાવ્યું હતું કે–

“સત્કાર્ય તો આ જગતમાં સર્વત્ર થઈ રહેલ છે હું અને મારો પરમાત્મા પોતાનું સત્કાર્ય કર્યા કરશે આલસ્યના સંબંધમાં મારે એટલું જ કહેવાનું છે કે, કૃત્રિમ દ્રવ્યો અને ટાપટીપના બોજામાં ડૂબી જવું એ જ આલસ્ય છે. પ્રભુને બદલે દ્રવ્ય આદિની પ્રાપ્તિમાં સમય વ્યતીત કરવો એ પણ આલસ્ય જ છે મનુષ્યને ખાનપાન, નિદ્રા, હાસ્ય, રૂદન આદિ કોઈ પણ સ્થિતિમાં સ્વાતંત્ર્ય ન હોય તો તે પણ આલસ્ય જ કહી શકાય. જીવનની જે ધમાલમાં શાન્તિ જ ન હોય તે જીવન આલસ્ય રહિત કેમ કહી શકાય? એ ધમાલને પડતી મૂકી મનુષ્ય નૈસર્ગિક સુખમાં મગ્ન થાય તો જ જીવન ખરી રીતે આલસ્યરહિત બને પાશ્ચાત્યો ભ્રાતૃભાવથી સર્વથા વંચિત છે તેઓ અહંભાવથી પ્રાય. એટલા બધા ઓતપ્રોત થઇ ગયા છે કે, તેમનો વાસ્તવિક ઉદ્ધાર ન જ થાય પાશ્ચાત્યોની એકંદર સ્થિતિ ખરેખર દયાપાત્ર છે તેમણે કૂપમંડક દશામાંથી મુક્ત થઈને વિશ્વના ચોગાનમાં આવવું જોઇએ પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમભાવ કેળવવો જોઇએ દુઃખી મનુષ્યોના દ્રવ્ય-શોષણરૂપ ભયંકર રક્તપાતથી પાશ્ચાત્યો કદાપિ સુખી નહિ જ બને કૃત્રિમતા અને અશાન્તિનું નિવારણ નહિ જ થાય. પાશ્ચાત્યો શા માટે આટલો બધો દંભ સેવે છે એ નથી સમજાતું જે કૃત્રિમતામાં જીવનનો ખરો આનંદ લુપ્ત થાય તે કૃત્રિમતા સત્વર પરિહાર્ય થઈ પડે છે’ (ચાલુ)

# વર્તમાન સમાચાર.

## શ્રી જિનાગમપ્રકાશિની સંસદ્

પાટણ(ગુજરાત)માં બિરાજતા ઇતિહાસ-સંશોધક પ્રખર સાહિત્યપ્રેમી મુનિવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજ સાહેબના પ્રયાસથી જૈન આગમોનું સુંદર ને શુદ્ધ સંશોધન કરી પ્રકાશન કરવાનું કાર્ય હાથ ધરવાનું કરતા શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિરમાં તેની સ્થાપના માગશર શુદિ ૭ બુધવારના રોજ કરવામાં આવી આ સંસ્થાના કાર્યવાહક મંત્રી તરીકે શાહ કેશવલાલ મંગળચંદ તથા શાહ ચિમનલાલ મોહનલાલની વરણી કરવામાં આવી છે આ આગમોના સંશોધન કાર્યને અંગે લગભગ રૂા બે લાખ જેટલી રકમ નોંધાઇ ચૂકી છે આ ઉદ્ઘાટન સમયે બહારગામના અનેક સાહિત્યરસિકો તરફથી પ્રાચીન સાહિત્ય અંગે યોગ્ય વિવેચનો થયા હતા

જૈન સોસાયટી (અમદાવાદ) તા ૨૨ ૧૧-૪૪ ના મુનિરાજ દર્શનવિજયજી (ત્રિપુટી) મહારાજના પ્રમુખપણા નીચે જૈન પ્રાચ્ય વિદ્યાભવનની સ્થાપના કરવામાં આવી છે મંગલાચરણ થયા બાદ ઉક્ત પ્રાચ્ય વિદ્યાભવનની જરૂરીયાત માટે અનેક વિદ્વાન મુનિરાજો તથા અન્ય વિદ્વાન વક્તાઓએ વિવેચનો કર્યા હતા આ સંસ્થાને પાંચ વર્ષની મદદ તરીકે રૂપીઆ ૪૭૦૦૦) મળેલ છે તેના સભ્યો લગભગ ૭૫ છે તેમજ કોલેજોમાં અર્ધમાગધી ભણતા વિદ્યાર્થીઓએ અભ્યાસ કરવાની શરુઆત કરી છે તે માટે પાંચ પંડિતો રોકવામાં આવ્યા છે જૂના પુસ્તકોનું સંશોધન અને પ્રકાશન તેમજ અલભ્ય પુસ્તકો ફરી લખાવવા તે સંબંધી યોજના પણ વિચારાઇ રહી છે

## શાહ બાબુભાઇ કુંવરજીનો સ્વર્ગવાસ.

ભાઇ બાબુભાઈ થોડાક માસની બિમારી ભોગવી માગશર વદી ૫ ના રોજ સ્વર્ગવાસ પામ્યા છે આ શહેરના જૈન સંઘમાં અગ્રગણ્ય, અનાજના મોટા વેપારી, મિલનસાર અને માયાળુ હતા તેઓ આ સંસ્થાના સભ્ય હતા તેમના સ્વર્ગવાસથી એક સારા સભાસદની ખોટ પડી છે તેમના પવિત્ર આત્માને અનંત શાંતિ પ્રાપ્ત થાઓ એમ ઇચ્છીએ છીયે

Reg. No. B. 431

# દાનવીર આદર્શ માતાનું પરલોકગમન.

કલકત્તા જ્યુટ બેલર્સ એસોસીએશન આદિના પ્રમુખ દાનવીર બાબુસાહેબ **શ્રી ડાલચંદજી** સીંઘીના ધર્મપત્ની શ્રીમતી **મુન્નીકુમારીબીબી** સાહેબા ૭૭ વર્ષની ઉંમરે તેમના રહેઠાણ કલકત્તા બાલીગંજ મુકામે તા. ૧૦-૧૧-૪૪ ના રોજ દેવલોક પામ્યા છે, જેથી સમાજે એક મહાન સ્ત્રીરત્ન ગુમાવ્યું છે.

પ્રથમ તેઓશ્રી આદર્શ અને અજીમગંજના અગ્રગણ્ય કાર્યકુશલ પતિના ધર્મપત્ની તરીકે અને પછી ધર્મપરાયણ અને મહાનપુરુષ, જૈન દાનવીર નરરત્ન બાબુસાહેબ **બહાદુરસિંહજી** પુત્રના માતુશ્રી તરીકે યથાર્થ રીતે જીવી જાણ્યું છે.

માતા પુત્રનો એટલો જ્વલંત પ્રેમ હતો કે શ્રીમાન બાબુ સાહેબ શ્રી બહાદુરસીંહજી-સીંઘી સાહેબના પરલોકગમનથી એમને અતિશય દુઃખ થતાં અને એ દુઃખને મીટાવવા, પોતાના પ્રિય પુત્ર પછી ચાર માસ પછી પોતે પણ, ચાલી નીકળ્યા.

એમની બુદ્ધિચાતુર્યતા, એનો દાની સ્વભાવ એટલો બધો ઉત્તમ હતો કે એમના યશસ્વી પતિ ને પુત્રને એમની સલાહ કાર્યોમાં ઉપયોગી થઇ પડતી. આ આદર્શ માતુશ્રીએ ઇ. સ. ૧૯૨૭માં રૂા. બાર લાખની સખાવત કરી હતી. તદુપરાંત પોતે ૨ લાખ રૂપીઆથી અધિક રૂપીઆ દાન કરવા માટે પોતાની પાછળ મૂકી ગયા છે. તેઓશ્રીના સ્વર્ગવાસથી સમાજે એક મહાન સ્ત્રીરત્ન ગુમાવ્યું છે, એમ કહીએ તો તેમાં જરાય ખોટું નથી.

અંતમાં એ મહાન પવિત્ર આત્માને અખંડ અનંતશાંતિ પ્રાપ્ત થાઓ એમ આ સભાની પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

# વિષયાનુક્રમ.



મુદ્રકઃ શાહ ગુલાબચંદ લલ્લુભાઇ : શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ : દાણાપીઠ-ભાવનગર.

# શ્રી આત્માનંદ પ્રકાશ

પ્રકાશક—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર

વીર સં. ૨૪૭૧ | પોષ | પુસ્તક ૪૨ મું.

વિક્રમ સં. ૨૦૦૧ | ઇ. સ. ૧૯૪૫ જાન્યુઆરી : | અંક ૬ ઠ્ઠો.


## શ્રી અજિતજિન સ્તુતિ

( દૂર ચલા ચલ—એ રાગ )

પ્રીત કીયા કર તૂં સદા પ્રીત કીયા કર,
જિનજી અજિત સે તૂ સદા પ્રીત કીયા કર,
વહી પ્યાર કે ઉદ્ધાર હૈ અધીકાર નહિ હૈ,
સચ્ચા વહી સુખકાર હૈ દુઃખકાર નહિ હૈ
પ્રીત કર કે તૂ તેરી જીત કીયા કર, પ્રીત કીયા કર
જો મૂર્ખ હૈ ક્યા જાને યહ મતલબ કી બાતે,
સત્ય કી બાતો સે હરે મોહકી ઘાતે,
જૂઠ છોડ સત્ય કી તૂ રીત કીયા કર, પ્રીત કીયા કર.
હરદમ હો તેરે દિલમે છબી જિનકી પ્યારી,
પાર હો જાવે જીવનકી નાવ તુમારી,
નિત્ય યશોભદ્ર પ્રભુ ગીત કીયા કર, પ્રીત કીયા કર

---

## સંક્ષિપ્ત બોધવચનમાલા.

લેખક—આ. શ્રી વિજયપદ્મસૂરિ

૧ દશ દૃષ્ટાંતે દુર્લભ એવા માનવજીવનને પામ્યા છતાં પણ મોહાદિ શત્રુઓના ગુલામ બનીને જે જીવો પરમ ઉલ્લાસથી અવિચ્છિન્ન પ્રભાવશાલી-નિઃકાલાબાધિત-શ્રી જૈનેન્દ્ર શાસનની સાત્ત્વિકી આરાધના કરતા નથી તેઓ જ્યાં રત્નો ભરેલા છે એવા શ્રી રોહણાચલ પર્વત પર ગયા છતાં પણ રત્નો લેવા ભૂલી જનારા મનુષ્યો જેવા જાણવા. અહીં બ્રહ્મદત્તચક્રવર્તી વગેરેના દૃષ્ટાંતો જાણવા.

૨ જ્યાં સુધી ભાગ્ય સતેજ હોય, ત્યાં સુધી વિરોધી માણસે ગોઠવેલી અવળી બાજી પણ સવળી જ થઈ જાય છે, એટલે પુણ્યશાળી જીવોને દુઃખનું કારણ પણ સુખને આપે છે. સામાનું બૂરું કરવું, એ આપણા હાથમાં નથી તેમ કરતાં બૂરું ચિતવનાર જીવનું તો જરૂર બૂરું થાય છે, માટે જ કહ્યું છે કે—" परस्य चिंत्यते, यत्तु स्वस्य तज्जायते ध्रुवं " આ બાબતમાં મણિયાર ( માણિભદ્ર ) શેઠના પુત્ર દામન્નકને જાનથી મારવા ચાહનાર સાગરદત્ત વગેરેના દૃષ્ટાંતો જાણવા. સાગરદત્તે દામન્નકને મારવા પ્રયત્નો કરતાં પોતાનો દીકરો સમુદ્રદત્ત કસાઈના હાથે માર્યો ગયો, ને તેના દુઃખથી પોતે પણ મરણ પામીને દુર્ગતિમાં ગયો. દામન્નકે પાછલા ભવમાં જીવહિંસા કરી હતી, તેથી ભવાંતરમાં મરકીના ઉપદ્રવથી તેના વંશના બીજા બધા મરી ગયા ને પૂર્વભવે પાળેલી જીવદયાના પ્રતાપે પોતે જ જીવતો રહ્યો. પાછલા ભવમાં ( દામન્નકના જીવ ) મચ્છીમાર નરકે મુનિની ભક્તિ કરી, તેથી સાગરદત્તે તેનું પાલન કર્યું, જાળમાં આવેલા માછલાંને ત્રણ વાર છોડી દીધા. તેથી ત્રણ વાર તે મરતાં મરતાં બચી ગયો. એટલે બે વાર કસાઈના હાથે મરતાં બચ્યો ને એક વાર સમુદ્રદત્તના હાથે મરતાં બચ્યો. માછલાની પાંખ તોડવાથી તેની આ ભવમાં ( દામન્નકના ભવમાં ) આંગલી છેદાઈ ને જીવદયા પાળી તેથી તે ભવાંતરમાં ઉત્તમ કુલમાં જન્મ, આરોગ્ય, કલાજ્ઞાન, દીર્ઘાયુષ્ય, ઉત્તમરૂપ, યશ, કીર્તિ, વિશાલ સુખસામગ્રી, આબાદી વગેરે પામ્યો. એમ સમજીને ભવ્ય જીવોએ કોઈનું પણ બૂરું ચિતવવું નહિ, ને પૂર્ણ ઉલ્લાસથી 'પોતાની જેવા બીજા જીવો ગણવા' આ શિક્ષાસૂત્રને યાદ રાખી, નિર્મલ જીવદયા પાળવી.

૩ મુનિઓ સ્વાધ્યાય કરતા હોય, તે સાંભળતા

અનેક જીવોને વૈરાગ્યભાવના પ્રકટે છે ને મોક્ષમાર્ગની આરાધના કરવામાં ઉત્સાહ પ્રકટે છે—આ બાબતમાં દૃષ્ટાંત રત્નપુરના રાજા યશોભદ્ર અને અવંતીસુકુમાલાદિના જાણવા.

૪ શ્રી દત્તસૂરિ—યશોભદ્રસૂરિ—પ્રદ્યુમ્નાચાર્ય—ગુણસેનસૂરિ—દેવચંદ્રસૂરિ—હેમચંદ્રસૂરિ આ પટ્ટક્રમે શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ થયા.

૫ સિદ્ધરાજ જયસિંહ—કુમારપાલના દાદા દેવપ્રસાદના કાકા કર્ણદેવના પુત્ર થયા, એમ નીચેની બીના ઉપરથી જાણી શકાય છે.

| | |
|---|---|
| ભીમદેવ | ભીમદેવ (કર્ણદેવનો પિતા) |
| \| | \| |
| કર્ણદેવ | ક્ષેમરાજ |
| \| | \| |
| જયસિંહદેવ (સિદ્ધરાજ) | દેવપ્રસાદ |
| | \| |
| | ત્રિભુવનપાલ |
| | \| |
| | કુમારપાળ |

આ રીતે પરમાર્હત કુમારપાલ રાજા સિદ્ધરાજના સગા થાય એમ ઐતિહાસિક ગ્રંથોમાં પણ જણાવ્યું છે.

૬. જેમ સુખડનું ઝાડ બીજા લીંબડાના ઝાડ વગેરેથી ઢંકાયું હોય, તો પણ તે સુગંધથી પ્રકટ જણાય, તેમ સજ્જન પુરુષો પોતાનું નામ ન બોલે ને છુપા વેષમાં ફરતાં હોય, તો પણ પોતાના સદ્‌ગુણોથી છાનાં (ઢાંકયા) રહેતા નથી એટલે બીજા દેખનારા લોકો ગુણ જોઇને તરત જ સજ્જનને ઓળખી કાઢે છે.

૭. અપુત્રિયો રાજા મરણ પામે ત્યારે રાજ્યને લાયક પુરુષની તપાસ કરવા માટે પૂર્વે પાંચ દિવ્ય તૈયાર કરવામાં આવતા તે પાંચ દિવ્યના નામ આ પ્રમાણે જાણવા. ૧. હાથી ગર્જારવ કરે. ૨. અશ્વ હેષારવ (ખોંખારો) કરે. ૩. હાથી રાજ્યને લાયક પુરુષની ઉપર જળથી ભરેલો કળશ સૂંઢથી ઢોળે (ખાલી કરે). ૪. ચામર વીંજાય. ૫. છત્ર મસ્તકે ધારણ કરાય. જેને ઉદ્દેશીને આ પાંચ દિવ્ય પ્રકટ થાય તે પુરુષ રાજ્યને લાયક ગણાય. આવું મૂલદેવની બાબતમાં બન્યું, તેથી તે બેનાતટ નગરનો રાજા થયો. તેને અત્યંત દુઃખના સમયે પણ પરમ ઉલ્લાસથી સુપાત્રદાન દેવાથી રાજ્ય મળ્યું.

૮. ચાર ગતિરૂપ સંસારની રખડપટ્ટીનો નાશ કરવાનો અદ્વિતીય ઉપાય નિર્મલ સંયમની સાત્ત્વિકી આરાધના કરવી, એ જ છે. જેમ દાવાગ્નિને શાંત કરવા (ઓલવવા માટે) નવીન મેઘ સિવાય બીજો કોઇ સમર્થ થાય જ નહિ, તેમ સમ્યગ્દર્શન જ્ઞાન સહિત સંયમની આરાધના જ સંસારની રખડપટ્ટી દૂર કરાવવા સમર્થ છે, એમ ચોક્કસ સમજવું.

૯. જેની હયાતીમાં રાગ દ્વેષ વગેરે ભાવ શત્રુઓનું જોર ઘટવું જોઇએ, તેને બદલે તે વધતું હોય, તો તે ઉત્તમ જ્ઞાન કહી શકાય જ નહિ. સૂર્યના આકરા કિરણની આગળ જેમ અંધકાર ટકે જ નહિ, તેમ સાચું જ્ઞાન પ્રાપ્ત થતાં રાગાદિ શત્રુઓનું કંઇ ચાલે જ નહિ. કહ્યું છે કે—

तज्ज्ञानमेव न भवति, यस्मिन्नुदिते विभाति रागगणः ॥
तमसः कुतोऽस्ति शक्ति-र्दिनकरकिरणाग्रतः स्थातुम् ॥१॥

૧૦. આઠે કર્મોમાં મોહનીય કર્મ એ મુખ્ય છે. ને તેમાં પણ મિથ્યાત્વ મોહનીય મુખ્ય છે; કારણ કે તેની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ જણાવી છે.

૧૧. જે પરસ્ત્રીને માતા સમાન ગણે, પારકી ચીજને ઢેફા સમાન ગણે, ને સર્વ જીવોને પોતાની જેવા માને તે પંડિત કહેવાય. કહ્યું છે કે—

मातृवत्परदारेषु, परद्रव्येषु लोष्टवत् ॥
आत्मवत्सर्वभूतेषु, यः पश्यति स पण्डितः ॥ १ ॥

૧૨. પરવસ્તુઓની સ્પૃહા એ જ દુઃખનું ખરું કારણ છે, ને પરપદાર્થોની સ્પૃહાનો ત્યાગ એ સુખનું ખરું કારણ છે.

૧૩. જ્ઞાની આત્માઓ કરેલાં કર્મો ભોગવે છે ને અજ્ઞાની આત્માઓ પણ કરેલાં કર્મોને ભોગવે પણ તેમાં તફાવત એ પડે છે કે—જ્ઞાની આત્માઓ

સમતા ભાવે હાય–વોય કર્યા વગર કર્મોના ફળો ભોગવે છે ને અજ્ઞાની આત્માઓ ધૈર્ય ગુમાવી બેસે છે ને હાય–વોય કરી કર્મ ભોગવે છે તેઓ એમ સમજતા નથી કે હાય–વોય કરવાથી તો બીજા નવા અશુભ કર્મો જરૂર બધાય છે

૧૪ પાપકર્મના બધની અપેક્ષાએ પુણ્યકર્મનો બધ વ્યવહાર દષ્ટિએ ભલે સારો લેખાય, પણ આ સમજવુ જોઈએ કે પાપ કર્મનો બધ એ લોઢાની બેડી જેવો ને પુણ્ય કર્મનો બધ એ સોનાની બેડી જેવો છે પુણ્ય પાપનો સર્વથા નાશ થાય તો જ મુક્તિના અવ્યાબાધ સુખ મળે (ચાલુ)

---

# અધ્યાત્મ વચન

## મુનિ પુણ્યવિજયજી (સવિજ્ઞપાક્ષિક)

અધ્યાત્મની વ્યાખ્યા કરતા શાસ્ત્રકાર મહારાજાએ કહ્યુ છે કે–'आत्मानमधिकृत्य पचाचार चारिमा' આત્માને ઉદ્દેશીને જે પાંચે (જ્ઞાનાચારાદિ) આચારની સાધના કરવી તેનુ નામ 'અધ્યાત્મ' કહેવાય છે

આ અધ્યાત્મ શાસ્ત્રનો ઉપદેશ અમૃત સમાન કહ્યો છે, તેથી પ્રગટ આત્મામા પરમશાતિ અનુભવાય છે અને અનુક્રમે મોક્ષસુખની પ્રાપ્તિ થઈ શકે છે અધ્યાત્મ માર્ગ બતાવે તે 'અધ્યાત્મ વચન' છે જે વચન એકાત આત્મહિતને જ અર્થે પ્રવર્તે છે, જે વચન રાગ–દ્વેષાદિક વિકાર વર્જિત વીતરાગ પ્રભુની અમૃતમય વાણીના અનુવાદક હોય છે, જે વચન જ્ઞાન કે ક્રિયાનો એકાત પક્ષ ખેચતા નથી, જે વચનથી જ્ઞાન અને ક્રિયાને સાથે જ પુષ્ટિ મળે છે અને જે વચનવડે શુદ્ધ સમજપૂર્વક શુદ્ધ ક્રિયા સેવવા જ પ્રવર્તાય છે તેનુ નામ 'અધ્યાત્મવચન' કહી શકાય છે જેમ પખી બે પાખવડે જ ઊડી શકે છે અને રથ બે ચક્રવડે જ ચાલી શકે છે, તેમ 'અધ્યાત્મ' પણ શુદ્ધ જ્ઞાનક્રિયાના સમેલનથી જ પ્રવર્તે છે તે વિના અધ્યાત્મ કહી શકાય જ નહિ વસ્તુતત્ત્વની યથાર્થ સમજ મેળવી, હિતાહિતનો યથાર્થ વિવેક કરી જે સ્વહિત સાધનમા પ્રવૃત્ત થાય છે અને અહિત કાર્યથી નિવૃત્ત થાય છે તે જ અતે સ્વઈષ્ટ સિદ્ધ કરી શકે છે, તે વિના એકાંત જ્ઞાન કે ક્રિયાના પક્ષમા પડી સ્વપરને ભારે નુકસાનીમા ઉતારવાનુ બને છે અધ્યાત્મમાર્ગ આત્મકલ્યાણનો અમોઘ ઉપાય છે, તેથી તેમા જે કઈ કર્તવ્ય કરવામા આવે છે ને લોકદેખાવ માટે નહિ, પણ કેવળ પોતાના જ આત્માને લક્ષી તેની શુદ્ધિ અને તેની જ ઉન્નતિ અર્થે કરવામા આવે છે આવી અતરદષ્ટિ જેને જાગી છે, તે 'અધ્યાત્મદષ્ટિ' વા 'અધ્યાત્મી' કહેવાય છે એવા અધ્યાત્મદષ્ટિ મહાપુરુષો સત્તરમા ને ઓગણીસમા સૈકામા શ્રી આનદઘનજી અને શ્રી ચિદાનદજી થઈ ગયા વર્તમાનમા પણ કોઈ કોઈ વિરલ આત્મા એનો આશિક અનુભવ અનુભવતા હશે અનાદિકાળથી પરપુદ્ગલના અભ્યાસ યોગે જીવને અધ્યાત્મનુ આચરણ તો દૂર રહ્યુ, પણ એ વાર્તા પ્રત્યે પ્રેમ આવવો એય કઠીનતમ છે એવા જીવો પૂ ઉ૦ મહારાજે આઠ દષ્ટિ પૈકી બીજી તારા દષ્ટિમા વર્તતાને જણાવ્યા છે

'એહ દષ્ટિ હોય વર્તતા મનમોહન મેરે,
યોગ કથા બહુ પ્રેમ મનમોહન મેરે'
(બીજી દૃષ્ટિની સજ્ઝાય)

આ અધ્યાત્મ વિના પૂ ઉપાધ્યાયજી મહારાજના શબ્દોમા કહીએ તો—

'અધ્યાત્મ વિણુ જે ક્રિયા, તે તો તનુમલ તોલે,
મમકારાદિક યોગથી, ઈમ જ્ઞાની બોલે'

બાકી નામ અધ્યાત્મથી કઈ દિ વળવાનો નથી જેનુ ભાવ અધ્યાત્મ સાચુ છે અગર તેની સુરુચિ છે, મન્સુખભાવ છે તે જ આત્માના અધ્યાત્મના ત્રણ નિક્ષેપ (નામ, સ્થાપના ને દ્રવ્ય) સાચા છે આ ચારેમાથી એક નિક્ષેપો ઓળવવા યોગ્ય નથી આવા અધ્યાત્મને સૌ કોઈ લેખક વાચક પામી–કેળવી સ્વ આત્માનુ હિત સાધો એ જ સમીહા

---

# જિનેન્દ્ર ભક્તિનું માહાત્મ્ય.

લેખકઃ–મુનિરાજ શ્રી લક્ષ્મીસાગરજી મહારાજ
વરસોડા.

" भक्तिं तीर्थंकरे गुरौ जिनमते "

જગતમાં તારક તરીકે જિનેશ્વરો છે. તેઓની ભક્તિ કરવાથી સાધક દુસ્તર સંસાર–સાગરને તરી જાય છે. વીતરાગ દેવની ભક્તિનો મહિમા અવર્ણનીય છે. મન અને વાણીથી પર હોવાથી યથાર્થ સ્વરૂપ સમજવું અશકય છે. પ્રાથમિક અવસ્થામાં રહેલા જીવો સંસારની વિચિત્ર જાળમાં જકડાયેલા હોવાથી અપાર દુઃખ અનુભવે છે. દુઃખોથી છૂટવા તલસે છે, વિવિધ પ્રયત્નો કરી છૂટે છે, છતાં બંધનો ઢીલાં થવાને બદલે ગાઢ બને છે, બંધનો શિથિલ કરવા કોઇપણ સાધન હોય તો તે તીર્થંકરદેવની ભક્તિ છે. ભક્તિરૂપ મંદાકિની શુષ્ક હૃદયોમાં જ્ઞાનનો વિકાસ કરે છે. શુદ્ધ જ્ઞાન અને નિર્મળ ચારિત્રને નવપલ્લવિત કરવા અપૂર્વ કાર્યો કરે છે. ભક્તિ વિના મોક્ષના દરવાજા ઉઘાડવાની અન્ય કોઇ ચાવી નથી.

" જો નર નિર્મલજ્ઞાન મન શુદ્ધિ ચરિત સાધે,
અનવધિ સુખકા સાર મુક્તિ કુંચિકા જીસકો લાધે;
શિવવાંછક પુરુષ મોક્ષપટકો સદ્ય ઉઘારે,
મોહ મારકે પહોંચે મોક્ષમંદિર કે દ્વારે. ॥ ૧ ॥

ભક્તિ શબ્દ સુંદર છે. તેનો પ્રયોગ સર્વત્ર થતો જોઇએ છીએ પણ મોહી સરાગી આત્માને ભક્તિ કરવાથી આત્માનો ઉદ્ધાર કદી જ થતો નથી. ઊલટો આત્મા રાગના બંધનોથી બંધાઇ સંસાર વમળમાં પડે છે. એ જ ભક્તિ જિનેન્દ્ર દેવોમાં કરવામાં આવે તો સાચેસાચ આત્મા વીતરાગ બને. ભમરીના સંગથી ઇયળપણું મટીને ઇયળ ભમરી પદને પામે છે તેમ જીવ જિનના ધ્યાનથી જીવ જિન બને છે. ઝેરના સેવનથી પ્રાણ નાશ પામે છે. એ જ ઝેરને કુશલ વૈદ્ય શુદ્ધ બનાવી અનુપાનથી આપે તો શરીરમાં નવજીવન લાવે છે, પ્રાણશક્તિ આપે છે. રાગગ્રસ્ત જીવનું કદિ પણ હિત થયું નથી, થશે નહિં તેમ રાગીઓની ભક્તિ જીવનની મલિનતા પ્રાપ્ત કરાવે છે. માત્ર જિનેન્દ્રના ગુણકીર્તન કરવાથી જ અંતઃકરણ નિર્મલ બને છે. દેવનો એ દેવ બનાવવાની શક્તિ જિનેશ્વરની ભક્તિમાં રહેલી છે. જિનેશ્વરના સ્વરૂપને ઓળખી જે ભક્ત જિનગુણગાન કરે છે તે જ પરમપદને પામે છે.

સ્વામી ગુણ ઓળખી,
સ્વામીને જે ભજે;
દરિશન શુદ્ધતા તેહ પામે,
જ્ઞાન, ચારિત્ર, તપ, વીર્ય ઉલ્લાસથી,
કર્મ જીપી વસે મુક્તિધામે. ॥ ૧ ॥

વીતરાગ ભગવાન કલ્પવૃક્ષ ને ચિંતામણિ કરતાં અધિક શ્રેષ્ઠ છે. કલ્પિત વસ્તુને આપનારા સાધનો કરતાં ભગવાન અકલ્પ અચિન્ત્ય સુખને આપે છે.

" ચિંતામણિ કહા તુમ આગે પરસુખદાઇ,
આપ અભાગે કહત કલ્પતરુ તુમ સમ કોઇ;
તુમ આગે સમર્થ કછું નાંહિ હોઇ "

જે જિનેશ્વરને શ્રદ્ધાપૂર્વક પીછાણે છે તે જ ગુરુને જિનમત અને સંઘને ઓળખી શકે છે. જિનેશ્વરની ભક્તિ–બહુમાનથી ગુરુ, જિનમત અને સંઘ ભક્તિ સત્ય બને છે. પ્રભુનાં દર્શન પૂજન સ્પર્શનથી જીવ શ્રેષ્ઠ સુવર્ણત્વને પામે છે. પારસમણિ પત્થર છતાં લોહને સુવર્ણત્વ આપે તેમાં કંઇ અધિકતા નથી. પ્રભુના સ્મરણ અને ધ્યાનથી અજરામરતા પ્રાપ્ત થાય છે.

" તુમ પદ ભેટત દીનદયાલા,
તુમ સમ સો હોવે તત્કાલા "

જિનેશ્વરના ચરણ–પૂજન કરનારને દીનદયાળ પરમાત્મા પોતાના જેવો બનાવે છે.

" ध्यानाज्जिनेश ! भवतो भविना क्षणेन
देहं विहाय परमात्मदशां व्रजन्ति ॥

નિરંતર નિષ્કામ ભાવનાથી જિનેશ્વરની આજ્ઞાનું

પાલન અને તેમના ગુણોનુ વર્ણન યતકિંચિત આચરણ કરવાથી સાધક પરમપદની પ્રાપ્તિ કરી શકે છે સર્વ જીવોમા આત્મભાવ રાખનાર જિનેશ્વરનો સાચો ભક્ત છે તેની ભક્તિ અખડ સુખને અપાવે છે

---

# આચાર્ય હરિભદ્રસૂરિનો યોગ

આચાર્ય હરિભદ્રસૂરિજીએ યોગ વિષય ઉપર અનુષાગિક વિચારવાળા ચાર ગ્રથો રચ્યા છે જૈન યોગના આધ્યાત્મિક વિકાસનુ સ્વરૂપ ચૌદ ગુણસ્થાનોમા, ચાર ધ્યાન સ્વરૂપમા અને ત્રણ અવસ્થાઓ રૂપમાં ઉપલબ્ધ થાય છે હરિભદ્રસૂરિની શૈલી આધ્યાત્મિક ઉન્નતિને યોગરૂપે વર્ણવે છે ફળ અને સાધનની એકરૂપતા દેખાડે છે એમના ચાર મુખ્ય યોગના ગ્રથો પ્રસિદ્ધ થયા છે (૧) ષોડશક (૨) યોગવિંશિકા (૩) યોગબિંદુ (૪) યોગદ્રષ્ટિસમુચ્ચય આ ચારે પુસ્તકોમા ભિન્ન ભિન્ન દ્રષ્ટિકોણથી યોગની વ્યાખ્યા કરવામા આવી છે યોગના વર્ણનમા ધ્યાનને જ મુખ્ય ગણવામા આવેલ છે શ્રી હરિભદ્રસૂરિએ રાજયોગને જ વિશેષ ભાગે ચર્ચેલ છે રાજયોગનાજ જૈન સાધુઓ ઉપાસકો છે

હરિભદ્રસૂરિ પછી રાજયોગનુ સાહિત્ય જૈનોના સાધુઓનુ વિશેષ પ્રમાણમા નજરે દેખાતુ નથી આજના જૈન સાધુઓ ધ્યાનનો મહિમા આચારમા ઉતારે છે એઓ એકાત, શ્રવણ, મનન, પરિપાક ને અતે નિદિધ્યાસન સુધીના માર્ગે ગમન કરે છે, પરતુ યોગના પ્રયામોની પ્રથા પ્રસિદ્ધ થઇ નથી જૈનોમા એકાત મહિમા છે ધ્યાન ઉપર ધ્યેય ધારવામા આવ્યુ છે વૈરાગ્ય તો એમની દરેક ક્રિયામાં છે અભ્યાસને પણ અગત્યતા આપવામા આવે છે આ સર્વ સોનાની થાળીમા એક મોટી લોઢાની મેખ છે જૈન ધર્મના મુખ્ય સ્તભો અહિંસા અને તપ સયમ છે, છતા સાધુ મહારાજો બાહ્ય ક્રિયાઓ અને બાહ્ય આચારો ઉપર બહુ ભારે વજન મૂકે છે એકલા બાહ્ય આચારો પાલન ઉપર જૈન આધ્યાત્મિક ઉન્નતિની કિંમત કે કદર થવી જોઇએ નહિ સાધુશ્રીઓના વૈરાગ્ય અને આધ્યાત્મિકતાની જ ખરી કિંમત છે તિથિવાદ જેવા નજીવા વાદોને માટે મુખ્ય સ્થાન નથી સમાધિ સુધી પણ યોગી શાતિવિજયજી (આબુ) જેવા સાધુઓ પહોચતા હશે એ સાધુજી હમણા વિદેહ થયા છે

શ્રી પતજલીના યોગમા અને જૈન યોગમા સહજ ભિન્નતા પણ છે જૈન યોગશાસ્ત્ર વસ્તુને દ્રવ્ય પર્યાયરૂપ માને છે, યોગશાસ્ત્રમા उत्पादव्यय-ध्रौव्य युक्त सत् ( યોગસૂત્ર, ૩ ૧૩–૧૪ ) મા જે ધર્મ ધર્મીની વ્યાખ્યા આપી છે તે દ્રવ્ય પર્યાય ઉભયને લાગુ પડે છે અર્થાત ઉત્પન્ન, વ્યય, ધ્રૌવ્ય આ ત્રણેયનુ સ્વરૂપ એમને લાગુ પડે છે જૈન યોગ દર્શનને "सर्वे भावा परिणामिन એવો પરિણામવાદનો સિદ્ધાત જડ અને ચેતન ઉભયમા લાગુ કરે છે ઉત્પાદવ્યયરૂપ પર્યાય જડ અને ચેતન બનેમા દાખલ કરે છે, યોગસૂત્રો ( પતજલીના ) ऋते चितिशक्ति परिणामिनो भावा આ સૂત્ર અનુસાર પરિણામવાદનો જડ એટલે પ્રકૃતિ ભાગમા જ ઉપયોગ કરે છે ચેતનમા કરતા નથી, બને દર્શનોમા આ મહત્વની ભિન્નતા છે

શ્રી હરિભદ્રસૂરિજી આધ્યાત્મિક વિકાસનુ વર્ણન ચૌદ ગુણસ્થાન રૂપમા, ચાર ધ્યાન સ્વરૂપમા અને બહિરાત્મા દિ ત્રણ અવસ્થા રૂપમા જૈન યોગશાસ્ત્રની શૈલીમા વર્ણન કરે છે, પણ તેઓશ્રી પતજલીના યોગસૂત્રને જરા પણ વ્હીસરી મૂકતા નથી, છેવટ સુધી એનો આશ્રય કરે છે શ્રી સૂરિજી નદીરૂપે સસારનુ વર્ણન કરે છે કાળરૂપી નદી અપરિમિત અને વિસ્તીર્ણ છે એના પ્રવાહનુ નામ વાસના છે એના બે છેડામાથી પ્રથમ અનાદિ અને બીજો સાન્ત છે યોગબિંદુમા સૂરિજી જણાવે છે કે—જ્યારે આત્માના ઉપર મોહના પડળો ઉતરતા જાડે છે ત્યારે આધ્યાત્મિક ઉન્નતિના પગથિયા ચડાય છે આધ્યાત્મિક વિકાસ વગરની સ્થિતિના સમયને જૈન શાસ્ત્ર અચરમ–પુદ્ગલ–પરાવર્તથી ઓળખે છે જૈન

શાસ્ત્રમાં પર્યાય શબ્દો એક જ અર્થવાળા છતાં પતંજલી યોગશાસ્ત્રથી ભિન્ન આપ્યા છે. આધ્યાત્મિક વિકાસના સમયને જૈન શાસ્ત્ર ચરમ-પુદ્ગલ-પરાવર્તને નામે ઓળખાવે છે.

આત્માની આધ્યાત્મિકતા શરૂ થઇ એટલે મોહનું દબાણ ઓછું થઇ મોહ ઉપર આત્માનું આધિપત્ય વધે છે. આથી આત્માના નૈસર્ગિક ગુણો જેવા કે સરલતા, ઔદાર્ય, નમ્રતા, પરોપકાર, સંયમ દીપી નીકળે છે. આચાર્યશ્રી બૌદ્ધ અને યોગદર્શનની પેઠે જ પાંચ ભૂમિકાઓ, અધ્યાત્મ, ભાવના, ધ્યાન સમતા ( સંપ્રજ્ઞાત યોગ ) અને વૃત્તિ સંક્ષય ( અસંપ્રાજ્ઞાત ) કહે છે યોગદષ્ટિસમુચ્ચયમાં યોગ દૃષ્ટિને સરસ રીતે આઠ ભૂમિકાઓમાં સમજાવે છે. વિશિષ્ઠ આધ્યાત્મિક વિકાસને ઈચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગની ત્રણ ભૂમિકાઓમાં વહેંચી નાખે છે. શ્રી પતંજલીની પેઠે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એમ આઠ યોગદૃષ્ટિઓના વર્ણનમાં કહે છે. પહેલી ચાર યોગદષ્ટિઓમાં અવિદ્યાને નજીવો અંશ રહે છે. પાછલી ચાર ચાર દૃષ્ટિઓમાં નથી. આચાર્યશ્રી ચાર પ્રકારના યોગીઓનું સ્વરૂપ દેખાડે છે.

આચાર્યશ્રીની યોગવિંશિકામાં યોગની અંતિમ સ્થિતિનુ વર્ણન છે. ત્યાગીને યોગના અધિકારી માન્યા છે એમાં યોગની પાંચ ભૂમિકાઓ જેવી કે સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને નિરાલંબનની વ્યાખ્યાઓ વર્ણવી છે. પ્રથમની કર્ણયોગ અને પાછળની ત્રણને જ્ઞાનયોગના નામ આપ્યા છે. પાંચે ભૂમિકાઓની જુદી જુદી અનેક સ્થિતિઓનું વર્ણન કહી એના એંશી જેટલા સૂક્ષ્મ ભેદોને દેખાડે છે. આથી સાધન વિકાશનાં તબક્કાઓ સમજી શકે છે. અંતમાં યોગબિંદુના ૬૬મા શ્લોકમાં આચાર્યશ્રી બોધે છે કે—

**उक्तं च योगमार्गज्ञैस्तपो निर्धुतकल्मषैः ।**
**भाविर्योगहिता योच्चैर्मोह दीप समं वचः ॥**

આ પ્રમાણે શ્રી પતંજલી જેવા યોગમાર્ગજ્ઞાતાઓએ યોગશાસ્ત્રનું નિરૂપણ કર્યું છે. યોગ જિજ્ઞાસુ શીલવાન સજ્જન માટે એમની હિતદૃષ્ટિ માટે તથા મોહરૂપી અંધકારના દીવારૂપ આ યોગશાસ્ત્રનું નિરૂપણ કર્યું છે.

હું ઈચ્છું છું કે આ કાળના સાધુશ્રીઓ એ યોગમાર્ગને વિશેષ રૂપે કેળવી જૈન ધર્મના સમદૃષ્ટિ અને સંયમને પાળવાનું દૃઢ કરાવે.

**ડુંગરશી ધરમશી સંપટ**

# उपाध्याय श्रीमद् यशोविजयजीनुं जीवन रहस्य ।

**विषयानुबंधबंधुरमन्यन्न किमप्यतः फलं याचे ।**
**इच्छाम्येकंजन्मनि जिनमतरागंपरत्राऽपि ॥**

ઉ૦ કૃત ન્યાયાલોકપ્રશસ્તિ શ્લોક.

ઉપરનો શ્લોક સ્વ૦ શ્રી યશોવિજયજી મહારાજે સ્વકૃત ન્યાયાલોક ગ્રંથની પ્રશસ્તિમાં દર્શાવેલો છે. આ જન્મ અને અન્ય જન્મોમાં પરમાત્માનું દર્શન મળે તેમ ઇચ્છયું છે. જિનમત તરફનો તેમનો ભક્તિભાવ અપૂર્વ હતો એ સાબિત થાય છે. જેમ શ્રીમદ હેમચંદ્રાચાર્યે जिनधर्मविमुक्तोपिमाभूवं तन्मेत्वदेकशरणस्येयरण्यभूयाः स्वामी त्वमेय भुवनेऽत्रभवान्तरेऽपि "—આ રીતે ઉપાધ્યાયજીએ પણ ભવોભવમાં જૈનદર્શન ઇચ્છયું છે—આ ભક્તિભાવના સાથે

**स्वागमं रागमात्रेण द्वेषमात्रात्परागमं ।**
**नश्रयामस्त्यजामो वा किंतु मध्यस्थयादृशा.**

આ જ્ઞાનસારના ૧૬ મા અષ્ટકનો શ્લોક છે અને તેમાં જિનદર્શનના સ્વીકારમાં શ્રી હરિભદ્રસૂરિની માફક સ્વાગમપ્રતિ રાગ અને અન્ય દર્શન તરફ દ્વેષ એ બન્નેને તજીને મધ્યસ્થપણે ન્યાયની કોટિથી ઉચિત અને સત્ય જૈનદર્શનને ઓળખી સ્વીકાર્યની હકીકત છે. મતલબ કે એમનો ભક્તિભાવ અંધશ્રદ્ધાનો નહોતો.

શ્રીમદ્ ઉમાસ્વાતિ વાચકે તત્ત્વાર્થ સૂત્રની સ્વો પજ્ઞકારિકામા ભાવિતમાવો મવેષ્વનેકેષુ એ વાકયથી સૂચવ્યુ છે કે શ્રી મહાવીર પરમાત્માએ અનેક જન્મોમા શુભ સસ્કારોની વૃદ્ધિ કર્યા પછી તીર્થ કરપણુ પ્રાપ્ત કર્યું હતુ તેમજ બુદ્ધલીલાસાર સગ્રહમા એક હકીકત છે કે-બુદ્ધના પૂર્વજન્મો કે જે બોધિસત્ત્વ તરીકે ઓળખાય છે તે સબધમા પૂર્વ જન્મમા બોધિસત્ત્વ સુમેધ બોલ્યા છે કે " મ્હને જો બુદ્ધત્વ પ્રાપ્ત થવાનુ છે તો મારે દાન શીલ નૈષ્કર્મ્ય પ્રજ્ઞા વીર્ય ક્ષાતિ સત્ય અધિષ્ઠાન મૈત્રી અને ઉપેક્ષા એ દશ પારમિતાઓનો-અભ્યાસ કરવો જોઇએ પણ આ એક જ જન્મમા સાધ્ય થશે ? ના-અનેક જન્મના અભ્યાસ પછી આ દશ પારમિતાઓ સાધ્ય થશે બીજા લાભો કરતા બુદ્ધત્ત્વ જ મને પ્રિય હોવાથી આજ પછી પ્રતિજન્મે પારમિતાઓનો અભ્યાસ કરીશ "-આ બન્ને દષ્ટિબિદુઓ ( points of view ) સૂચવે છે કે, શ્રીમદ્ ઉપાધ્યાયજીનુ જીવનરહસ્ય એટલે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, શ્રદ્ધા, વીરરસ યોગ અધ્યાત્મ ગુણાનુરાગ વાદકુશળતા ઉચ્ચ સ્મરણશક્તિ વિગેરે ગુણો અનેક જન્મોના અભ્યાસના પરિપાક પછી એમનામા એકત્ર થયા હશે અને તેથી જ તેમણે પોતાના સાધુજીવનમા આ તમામ સદ્ગુણોના વિકાસનાળુ ગ્રથસાહિત્ય સર્જેલુ છે-આ રીતે એમના જીવનનુ રહસ્ય મૂકવુ એટલે ઉપરોક્ત ગુણોનુ સૌમ્ય પૂજન ગણાય

એમનુ બાલ્યજીવન તપાસતા જન્મ લગભગ સ ૧૬૮૦ પૂર્વે સભવે છે બાલ્યાવસ્થામા એમના પિતાશ્રી મૃત્યુ પામ્યા હતા, સાસારિક નામ એમનુ જસવત હતુ ગુજરાતના કલોલ અને પાટણ વચ્ચે આવેલા કન્હોડ ગામમા વણિક જ્ઞાતિના પિતા નારાયણ અને માતા સોભાગદેને ત્યા તેમનો જન્મ થયો પોતે જે જે ગ્રથો બનાવ્યા તે સર્વનુ ઉપપાદન પ્રાચીન અને પ્રમાણિક ગ્રથોની મભમતિદ્વારા કર્યું છે અને અનેક સ્થળે સાક્ષીઓ તે તે ગ્રથોની આપેલી છે, કોઇ ગ્રથનો અર્થ કાઢવામા ખેચતાણ કરી નથી, તર્ક અને સિદ્ધાતનુ સમતોલપણુ જાળવી પોતાના વકતવ્યની પુષ્ટિ કરી છે, તટસ્થ વિદ્વાનની દષ્ટિએ પણ જૈન સપ્રદાયમા ઉપાધ્યાયજીનુ સ્થાન વૈદિક સપ્રદાયમા શકરાચાર્ય કરતા અનેક રીતે શ્રેષ્ઠ છે

સ્વ ઉપાધ્યાયજીનુ વચન ' ટકશાળી ' ગણાય છે, જેમ ટકશાળના રૂપીઆ માટે પ્રચલિતપણુ નિસદેહ હોય છે તેમ એમના ગ્રથની સાક્ષી અપાય એટલે વિવાદ માટે સ્થાન રહેતુ નથી, શ્રી હરિભદ્રસૂરિ અને હેમચદ્રાચાર્ય પછી યુગપ્રધાન તરીકે એમનો નબર ગણાય છે ઉપાધ્યાયજીના જૈન તત્ત્વજ્ઞાન આચાર અલકાર છદ વિગેરે અન્ય વિષયોના ગ્રથોને બાદ કરી માત્ર જૈન ન્યાય વિષયક ગ્રથો ઉપર નજર નાખીએ તો એમ કહેવુ પડે છે કે સિદ્ધસેનસૂરિ અને સમતભદ્રથી વાદિદેવસૂરિ અને હેમચદ્રાચાર્ય સુધીમા જૈન ન્યાયનો આત્મા જેટલો વિકસિત થયો હતો તે પૂરેપૂરો ઉપાધ્યાયજીના તર્ક ગ્રથોમા મૂર્તિમાન થાય છે અને એ રીતે એમનાદ્વારા જૈનવાગમય કૃતકૃત્ય થયેલુ છે (ચાલુ)

શ્રી ફતેહચદ ઝવેરભાઈ

---

# વર્તમાન સમાચાર.

## પજાબકેસરીનો પજાબ તરફ વિહાર

પજાબકેશરી આચાર્યવર્ય શ્રીમદ્ વિજયવલ્લભ સૂરીશ્વરજી મહારાજ પોતાના વિદ્વાન શિષ્ય પ્રશિષ્યાદિ મડળસહ કા વ પ્રતિપદાએ બિકાનેરથી ત્રણ માઇલ પર આવેલ ગિરનાહી શ્રી પાર્શ્વનાથ પ્રભુના દર્શનાર્થે પધાર્યા હતા કા સુ બીજે પૂ પા શ્રી આચાર્યશ્રીજીના જન્મદિવસની ખુશાલી નિમિત્તે શ્રીમતી મહારાણી સાહેબાએ નેકનામદાર મહારાજ કુમારના પ્રાઇવેટ સેક્રેટરી વગેરે દર્શને આવ્યા હતા તેમની હસ્તક પચીસ રૂપીયા ભેટ મોકલેલ જે આચાર્યજીના પગ પાસે મૂકતા તે રકમ જીવદયામા વાપરવા આચાર્ય મહારાજે સૂચવ્યુ હતુ

કા વ છટ્ટે આચાર્ય શ્રીમદ્ વિજયરત્નપ્રસૂરી

શ્વરજી મહારાજે સપરિવાર પંજાબ તરફ વિહાર કર્યો. સાતમે સોહન કોઠીથી આચાર્યશ્રીજી આદિ મુનિમંડળ વિહાર કરી ઉદયસર પધાર્યા. ઉદયસરથી પ્રેમાસર, ડોરસર, માલસર, કરણીસર, ખારિયા, દુલમેરા, સુરનાણુ ગ્રામોમાં ધર્મપ્રચાર કરતા અમાવાસ્યાએ લુણકરણસર પધાર્યા.

બાબુ ધનપતસિંહજીના પૌત્ર બાબુ તેજબહાદુરસિંહજી (એમણે પર્યુષણથી ભાત અને આસોથી ઘીનો ત્યાગ કર્યો હતો કારણ કે જ્યાં સુધી આચાર્યશ્રીના દર્શન ન થાય ત્યાં સુધી ઘી તથા ભાત ન ખાવા) પધાર્યા હતા.

અહીં આચાર્યશ્રીજી પાંચ દિવસ બિરાજી મા. સુ. પાંચમે વિહાર કરી ખોખરાણુ પધાર્યા. અહિં બે દિવસ વિહાર કરી ડેલાણાદિ થઇ મ. સુ. તેરસે મહાજન ગામ પધાર્યા.

પૂ. પા. આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ આદિ મહાજનથી વિહાર કરી સૂરતગઢ માગસર વદિ પાંચમે પધાર્યા.

સરદારપુરવાલા એક જૈનેતર બંધુએ આચાર્યશ્રીજીની પાસે જૈનધર્મ સ્વીકાર્યો.

સવારે સંક્રાન્તી મહોત્સવમાં પણ ખૂબ ઠાઠ રહ્યો.

માહ શુદિ ૧૫ મે ફાજિલકા પધારશે જ્યાં ફાગણુ શુદ ૫ ના રોજ શ્રી ચંદ્રપ્રભુસ્વામીની પ્રતિષ્ટા કરશે.

દરેક સ્થળે ઉપદેશનું પાન કરાવતાં, શાસન પ્રભાવના કરાવતા હતા.

---

## આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરનો સ્વર્ગવાસ.

જૈન સમાજના મુખ્ય અને વિદ્વાન આચાર્યો પૈકીના એક સુપ્રસિદ્ધ પ્રખર વ્યાખ્યાનકાર, **શ્રી વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજનો ડભોઇ શહેરમાં પોષ શુદ ૯ શનિવારના રોજ સ્વર્ગવાસ થયો છે. કેટલોક વખત વૃદ્ધાવસ્થાને લઇને સામાન્ય માંદગી ચાલતી હોવા છતાં, સ્વાધ્યાય, શિષ્યોને શાસ્ત્રાભ્યાસ, સાધુક્રિયા અને વિહાર સતત કરતા જ હતા. ડભોઇના ગયા ચાતુર્માસમાં એમના ઉપદેશવડે શાસન પ્રભાવનાના અનેક ધાર્મિક કાર્યો થયા હતા. ગયા કારતક માસથી બિમારીએ જોર 'પકડયું' હતું. ત્યાંના શ્રી સંઘે અનેક ઉપાયોવડે શાંતિ માટે ઉપચારો કર્યાં છતાં ભાવિભાવ બળવાન હોઇ આયુષ્ય પૂર્ણ



થતાં અંતિમ સમયે સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા છે, જેથી જૈન સમાજને એક વિદ્વાન સમર્થ વ્યાખ્યાનકાર, સંગીન શાસ્ત્રાભ્યાસી આચાર્યશ્રીની ભારે ખોટ પડી છે. આચાર્ય મહારાજે તો જીવનમાં ઘણું ઉચ્ચ જ્ઞાન સંપાદન કર્યું હતું, તેમજ પોતાના શિષ્યો, પ્રશિષ્યો વગેરે મુનિરાજાઓને પણ ભાષા, તત્ત્વજ્ઞાન, પ્રકરણો વગેરેનું જ્ઞાન આપ્યું હતું કે જે પ્રકરણાદિ અભ્યાસીઓને અતિસરલ અને ઉપયોગી થઇ પડે તેવા અત્યાર સુધીમાં પ્રકટ થયેલ ગ્રંથોનું પ્રકાશન તેની સાક્ષી પૂરે છે. તેમજ શ્રી સિદ્ધક્ષેત્ર-પાલીતાણામાં અનુપમ સાહિત્યમંદિરની સ્થાપના તે આચાર્ય મહારાજના જૈન સાહિત્ય પ્રત્યે અપ્રતિમ પ્રેમ તરીકે હાલ તેઓશ્રીના સ્મારક તરીકે મોજુદ છે.

આવા એક વિદ્વાન આચાર્યની જૈન સમાજને જે ખોટ પડી છે તે નહિ પુરાય તેવી છે. આ સદ્

ઉપર તેઓશ્રી કૃપા હોઇ સભાને અસત્ત દિલગીરી થાય છે તેઓશ્રીના પવિત્ર આત્માને અખંડ અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ આ સભા પરમાત્માને પ્રાર્થના કરે છે

## શેઠ શ્રી હીરાચંદ વસનજીનો સ્વર્ગવાસ.

પોરબંદરનિવાસી શેઠ હીરાચંદ વસનજી સુમારે એંશી વર્ષની ઉમરે ગયા માસમા સ્વર્ગવાસ પામ્યા છે મુબઇખાતે વ્યાપારમા લક્ષ્મી પ્રાપ્ત કર્યા પછી ૨૬ વર્ષમા પોરબંદરમા નિવૃત્તિસ્થાન લીધુ હતુ પાછલી જિંદગીમા કેળવણી વગેરેમાં લક્ષ્મીનો ધાર્મિક કાર્યમા સદ્વ્યય કરતા હતા સ્વભાવે મિલનસાર, માયાળુ અને ધર્મશ્રદ્ધાળુ હતા આ સભાની કાર્યવાહી ઉપર સપૂર્ણ પ્રેમ હોઇ ઘણા વર્ષોથી લાઇફ મેમ્બર થયા હતા, જેથી એક ધર્મશ્રદ્ધાળુ સભ્યની સભાને ખોટ પડી છે તેમના પવિત્ર આત્માને અનંત શાતિ પ્રાપ્ત થાઓ તેમ પરમાત્માની પ્રાર્થના કરીયે છીએ

## — : શોકજનક અવસાન : —

પોલેરાવાળી શેઠ દલીચદ પરશોતમ દોશી જેઓ પોતાના જીવનમા ધાર્મિક કાર્યો તથા શુભદાનોમા પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરતા હતા અને ઉદારવૃત્તિથી સારી પ્રતિષ્ઠા મેળવી હતી તેઓશ્રીનુ તા. ૨૫-૧૨-૪૪ ના રોજ લીંબડીમા અવસાન થયેલ છે

*આ સભાના તેઓ સભાસદ હતા તેઓશ્રીના* સ્વર્ગવાસથી એક ધર્મશ્રદ્ધાળુ સભ્યની સભાને ખોટ પડી છે પ્રભુ સદ્ગતના આત્માને શાન્તિ અર્પે.

### સુધારો.

જૈન પત્રે પાંચ માસનુ પંચાગ જલદીથી વરસ બેસતા જ સમાજની સગવડ ખાતર પ્રગટ કરેલ, જે અમોએ સગવડતા ખાતર વહેલા ખરીદી અમારા ગ્રાહકોને મોકલેલ હતુ, જેમાં વાર્ષિક જૈન પર્વોના હેડીંગ નીચે પોષ શુદિ ૧૩ બુધ મેરુતેરસ ભૂલથી પ્રેસદોષથી છપાયેલ છે, તેને બદલે પોષ વદિ ૧૩ શુક્રવાર મેરુતેરસ સમજવી

## આભાર સ્વીકાર–

નીચેના ગ્રંથો આ સભાને ભેટ મળ્યા છે જે આભાર સાથે સ્વીકારવામા આવે છે

૧ વાગ્ભટાલંકાર વૃત્તિ રાસ, પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી
૨ જિન સંગીતસરિતા — મુનિ દક્ષવિજયજી
૩ હેમુ — ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
૪ ઉપવન — ,,
૫ શ્રી સિદ્ધહેમદીપિકા — મુનિ શ્રી મહિમાપ્રભવિજયજી
૬ સદ્બોધ સંચય — મુનિ મહિમાવિજયજી
૭ પુણ્યસારકથાનકમ્ — શ્રી જિનદત્તસૂરિ જ્ઞાનભંડારના કાર્યવાહક

## આ સભાનુ પ્રકાશનખાતુ.

### પ્રાકૃત-સંસ્કૃત

૧ શ્રી બૃહત્કલ્પસૂત્ર ભાગ છઠ્ઠો.
૨ શ્રીત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર (પ્રથમ પર્વ સિવાય)
૩ શ્રી ધર્માભ્યુદય મહાકાવ્ય
૪ પ્રાકૃત-વ્યાકરણ ઢુંઢિકા

### છપાતા ગુજરાતી ગ્રંથો.

૧ શ્રી પાર્શ્વનાથ ચરિત્ર, ૨ સંઘપતિ ચરિત્ર, ૩ શ્રી વસુદેવ હિંડિ, ૪ કથારત્નકોષ, ૫ શ્રી મહાવીરપ્રભુના વખતની મહાદેવીઓ, ૬ શ્રી તપોરત્ન મહોદધિ, તપોનુ નામ-વિધિ-વિધાન સહિત (બીજી આવૃત્તિ), ૭ લાઇબ્રેરીનુ કક્કાવાર લીસ્ટ

## નવા થયેલાં માનવતા લાઇફ મેમ્બરો.

૧ શાહ ભોગીલાલ જીવરાજભાઇ ભાવનગર બીજો વર્ગ
૨ ,, રતનશી ગુલાબચંદ ,, ,,
૩ ,, ત્રિભુવનદાસ મેઘજીભાઇ ,, ,,
૪ ભાવસાર કેશવલાલ જીવરાજ ,, ,,
૫ શાહ લીલાધર મેઘજીભાઇ મુંબઇ ,,

તેનાં મૂલભુત ઉક્ત પ્રકારના કારણો બુદ્ધિ આગળ સ્પષ્ટ તરી આવે છે. શ્રી **જિનભદ્ર ક્ષમાશ્રમણ** આગમપ્રધાન આચાર્ય હતા. તેમણે જૈન આગમામ્નાય પરંપરાગત ચાલ્યો આવતો હતો તેને અનુસરી સંગત ભાષ્ય રચવાનું પ્રધાન કાર્ય કર્યું છે. તેમાં જે તર્ક આમ્નાયાનુકુળ હોય તેનો ઉપયોગ પોતાના સમર્થનમાં પૂરી રીતે કર્યો છે અને આગમની આગળ જનાર તર્કને ઉપેક્ષણીય ગણ્યો છે, જ્યારે તેમના પુરોગામી શ્રી **સિદ્ધસેન દિવાકર** તર્કપ્રધાન આચાર્ય હતા. શ્રી સિદ્ધસેન દિવાકરના ગ્રંથો મૌલિક-સિદ્ધાંતપ્રતિપાદક અને પ્રૌઢ વિચારપૂર્ણ છે. તેઓ જેમ તર્કશાસ્ત્રના વ્યવસ્થાપક અને વિવેચક છે તેમ જૈન દર્શનના એક અનન્ય આધારભૂત આપ્ત પુરુષ છે. શ્રી સિદ્ધસેન દિવાકરે પોતાના સંમતિતર્કમાં કેવલી (સર્વજ્ઞ) ને કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બન્ને યુગપત્ એટલે એક સાથે થતાં નથી એ આગમ પરંપરાના મતથી વિરૂદ્ધ જઈ બન્ને એકજ છે અને જુદા નથી એમ તર્કથી સિદ્ધ કર્યું છે, જ્યારે શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે આગમપરંપરાગત તે મતને અભિમત રહી શ્રી સિદ્ધસેનજીના વિચારનો વિગતવાર પ્રતિક્ષેપ વિશેષાવશ્યકમાં કર્યો છે. આમ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ આગમપરંપરાના મહાન્ સંરક્ષક હતા તેથી તેઓ આગમવાદી કે સિદ્ધાંતવાદીના બિરૂદથી જૈન વાઙ્મયમાં ઓળખાય છે.

આ પ્રકારનો એ આપ્ત-મહાપુરૂષોમાં મતભેદ સૌમ્ય મતભેદ હોવા છતાં કેટલી ગુણગ્રાહિતા ને સમભાવિતા હતી તે શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે રચેલ '**જિતકલ્પ ચૂર્ણિ**' રચનાર શ્રી સિદ્ધસેનસૂરિવરે તેની આદિમાં તેમની જે ગંભીરાર્થક સ્તુતિ છ પદ્યમાં કરેલી છે તે આ પ્રમાણે—

"અનુયોગના આગમોના અર્થજ્ઞાનના ધારક, યુગપ્રધાન, પ્રધાન જ્ઞાનીઓને બહુમત, સર્વ શ્રુતિ અને શાસ્ત્રમાં કુશલ અને દર્શન-જ્ઞાન ઉપયોગના માર્ગસ્થ અને માર્ગરક્ષક," ૧.

"કમલના સુવાસને આધીન થયેલા ભ્રમરો જેમ કમલની ઉપાસના કરે છે, તેમ જ્ઞાનરૂપ મકરંદના પિપાસુ મુનિઓ જેમનાં મુખરૂપ નિર્ઝરમાંથી નીકળેલા જ્ઞાનરૂપ અમૃતનું સદા સેવન કરે છે," ૨.

"સ્વ સમય અને પર સમયના આગમ, લિપિ, ગણિત, છન્દ અને શબ્દશાસ્ત્રો ઉપર કરેલા વ્યાખ્યાનોમાંથી નિર્મિત થયેલો જેમનો અનુપમ યશઃપટહ દશે દિશામાં ભમી રહેલો છે," ૩.

"જેમણે પોતાની અનુપમ મતિના પ્રભાવે જ્ઞાન, જ્ઞાની, હેતુ, પ્રમાણ અને ગણધરપૃચ્છાનું સવિશેષ વિવેચના 'વિશેષાવશ્યક' માં ગ્રન્થનિબદ્ધ કર્યું છે," ૪.

"જેમણે છેદસૂત્રોના આધારે પુરૂષ વિશેષના પૃથક્કરણ પ્રમાણે પ્રાયશ્ચિતના વિધિનું વિધાન કરનાર 'જીતકલ્પ સૂત્ર' ની રચના કરી છે," ૫.

"એવા પર સમયના સિદ્ધાંતોમાં નિપુણ, સંયમશીલ શ્રમણોના માર્ગના અનુગામી, અને ક્ષમાશ્રમણોમાં નિધાનભૂત શ્રી **જિનભદ્રગણિ ક્ષમાશ્રમણને** નમસ્કાર!" ૬.

—(જૈન ઇતિહાસમાંથી ઉદ્ધૃત).

---

# જૈન ધર્મના જ્ઞાનદીપકના પ્રકાશો.

જૈન ધર્મ પાછળથી પ્રગટ થયો છે એવી માન્યતા ભ્રમમૂળક હતી એમ હવે સિદ્ધ થયું છે. હિંદુ સનાતન ધર્મની સાથે જ જૈન ધર્મ સ્વતંત્ર રીતે પ્રાચીન ભારતમાં પળાતો હતો એ હવે ઇતિહાસ સિદ્ધ કરે છે. જૈન ધર્મની પ્રાચિનતા ઉપર હવે આક્રમણ કરી શકાય તેમ નથી. આધુનિક સમયમાં કોઇપણ ચડતી-પડતીના કારણોને લીધે એક સમયના વિશાળ વડલા જેવો વ્યાપક, આ ધર્મ હગણાં અતિશય પ્રમાણમાં ક્ષીણભાવને પામ્યો છે. જૈન ધર્મીઓમાં સિદ્ધાન્તને પુષ્ટિ આપ્યા વગર

સાધારણ બાહ્યાચારની માન્યતાઓ ઉપર જે ખેંચતાણ થઇ જુદા જુદા પક્ષો પડેલ છે, તેથી જૈનોના ઉત્કૃષ્ટ ધર્મને હાની થઇ છે જૈનોના સાધુઓ, સઘ અને વિદ્વાનો ઐક્ય અને સપ તરફ પ્રયાસ કરે, એ ખૂબ જરૂરનુ છે જૈન ધર્મના પુનર્વિકાસ માટે કયા બળોને જાગૃત કરવાની આવશ્યકતા છે તે શોધવાની જરૂર છે જૈનધર્મની પાલનામા કયા ક્ષયરોગ લાગુ પડ્યો છે તે જોવાનુ કામ જૈનોનુ છે પચીશ સો વરસ પછી શુ મહાવીરસ્વામિ જેવા ઉદ્ધારક જૈન ધર્મમા કોઇ નહિ જાગે?

જૈન ધર્મ જ શ્રેષ્ઠ છે, પ્રાચીન છે, આદર્શરૂપ છે આ સર્વે માત્ર કહેવાથી કાંઈ ફાયદો હવે નથી જગતના લોકોને આજ તો સાહિત્યની દરકાર છે અતિ સુદરભાવે સગળના અને સત્યના સિદ્ધાન્તો ઉપર પ્રગટાવેલ જ્ઞાનદીપ ચારે તરફ પ્રકાશ નાખે ત્યારે જ જૈન ધર્મના મહાન સિદ્ધાન્તો અહિસા, તપ, સયમ અને આત્મવિજયનો સાક્ષાત્કાર કરાવી શકશે જૈનો એ હવે પોતાની સર્વ શક્તિઓ અને સમૃદ્ધિ જ્ઞાનરૂપી પ્રકાશને ચારે તરફ ફેલાવવામા વાપરવા જોઇએ જ્ઞાનના દિવ્ય પ્રકાશ પાસે મદિરો, મૂર્તિઓ, ક્રિયાઓ પાછળ વાપરેલી શક્તિઓ ગૌણ ભાવને પ્રાપ્ત કરે છે જૈનોએ પોતાના હૃદયોમા જ્ઞાન મશાલો ચેતાવી એનો સૌમ્ય શાત જ્ઞાનરૂપી પ્રકાશ બહાર ફેલાવવો જોઇએ જ્ઞાનનો દિવ્ય પ્રકાશ જ્યારે જવલી નીકળશે ત્યારે મતભેદો, પક્ષાપક્ષીઓ, બાહ્ય ક્રિયાઓના ઝગડાઓ, આ ચાર ભેદ, અહમમત્વ સર્વ નાશ પામશે જૈનો પોતે વિશુદ્ધ થઇ મત મતાતરો અને આતરિક રાગદ્વેષો ત્યજીને બીજાઓ ઉપર પ્રતિભા પાડી શકશે

હિંદુધર્મ અને જૈન ધર્મ બનેમા આસક્તિ લાભો કરતા હૃદયની વિશુદ્ધિનુ મહત્ત્વ અનેકઘણુ વધારે છે જ્ઞાન પ્રાપ્તિની પ્રવૃત્તિથી અને ઉત્કૃષ્ટ નૈતિક કર્તવ્યોના પાલનથી બને ધર્મોમા સત્ય, શીલ અને સુદરની પ્રાપ્તિ ઉપદેશી છે **अहिंसा परमो धर्म** એ સિદ્ધાન્ત બને ધર્મોએ માન્ય કરેલ પરમ સત્ય છે હિંદુ ધર્મમા યજ્ઞાદિકોમા અમુક સરતે માસાહારનુ વિધાન કરી સર્વને માસાહારનો નિષેધ કરાયો છે પરતુ યજ્ઞયાગાદિકોના સાહિત્ય સિવાય હિંદુધર્મના બીજા સાહિત્યમા હિંસાનો અત્યત તિરસ્કાર કરી અહિંસાને અપનાવવામા આવી છે

વિષયાસક્ત અલ્પ મરનારા મનુષ્યો માટે બને ધર્મોમા સુધારણાનુ વિશાળ ક્ષેત્ર છે. આત્માની પરમાર્થિક ઉચ્ચદશા પ્રાપ્ત કરવા અને સ્વચ્છદવૃત્તિ એોને ત્યજવા બને ધર્મો આખ્યાયિકાઓ, સૂત્રો અને સદ્બોધદ્વારા પ્રવર્ત થાય છે બને ધર્મોમા ઉચ્ચ આશયો છે તપોમય જીવન, સહનશક્તિ, સરલ-સાદા આધ્યાત્મિક ભાવોના વિકાસના પાયા ઉપર ઇમારતો ચણી છે અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ ઉપર બને ધર્મોએ મુખ્ય મદાર બાંધ્યો છે આત્માનો વિજેતા થવા પરમશુદ્ધિ અને શ્રેષ્ઠ હૃદયની સ્વચ્છતાને ઉપદેશેલી છે હૃદયના નૈસર્ગિક પવિત્ર ભાવોનો વિકાસ કરી પોતપોતાના માર્ગે ઉન્નતિ કરવાના એ બને ધર્મોએ પ્રયત્નો કરેલ છે આત્માની પ્રગતિથી સપૂર્ણતાના ધ્યેય તરફ બને ધર્મો પોતપોતાના અનુયાયીઓને ખેચી જાય છે

બને ધર્મો પરસ્પરની પાડોશમા અત્યંત શાંતિમા જુદા જુદા વૃક્ષોરૂપે હજારો વર્ષો થયા ફાલ્યા-ફુલ્યા છે ઇર્ષ્યા, અસૂયા, દ્વેષ, વેર-ઝેર પરસ્પર સેવ્યા વગર બને જીવ્યા છે તેમા પણ જૈન ધર્મની સહિષ્ણુતા-સહનશીલતા, ક્ષમા અને શાંતિ એ સા અહિંસામાથી ઉદ્ભવ્યા છે બળ, જોરાવરી, મારફાડ, જુલમ, શક્તિનુ પ્રદર્શન એ જૈન ધર્મને માન્ય નથી હજારો વરસો થયા કોઈ સમયના અતિ પ્રાચીન કાળથી જ એને સમદૃષ્ટિ અને બીજા ધર્મો પ્રત્યે સમભાવ દેખાડ્યા છે એ ધર્મ જોરાવરીથી વટલાવવાની નીતિને પોતાના ઉન્નત સમયમા પણ સ્પર્શ કર્યો નહોતો જગતના પ્રાચીન કાળમા ધર્મોની ખેચાખેચી અને બળ માપવાના વેરઝેરનો

આશ્રય એણે કર્યો નથી. જૈન ધર્મે વિનાશ અને અંધારને પોષ્યા નથી. એણે શાંતિથી જીવી જાણ્યું છે. માનવ માનવ વચ્ચે ભય, તકરાર, મારામારી કે યુદ્ધને એણે ઉત્તેજન આપ્યું નથી.

એક જૈનીનું પરમ કર્તવ્ય અહિંસા મન વચન અને કાયાથી પાળવાનું છે. એને આત્માનો વિજય કરવો છે, એનું કર્તવ્ય કર્મક્ષય કરવાનું છે. રાગ-દ્વેષરહીત જીવનની નૌકા આ તોફાની સંસાર-સાગરમાંથી પસાર કરવા એ ધર્મ આદેશ આપે છે. એની ભાવનાઓ ઉત્તમ છે. જગતના સવા બે અબજ મનુષ્યો જો જૈન ધર્મના અહિંસા, સહાનુભુતિ, સહકાર, સહનશક્તિ, શુદ્ધ વિચાર, આધ્યાત્મિક પરિપૂર્ણતા, દયા, અનુકંપા, તપ, સ્વાધ્યાય બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ, સત્ય, ક્ષમા, ઔદાર્ય, ત્યાગ, વૈરાગ્ય, વિવેક, શાંતિ, સંયમ, ઇંદ્રિયજય, નિરભિમાનતા વિગેરે પોતાના હૃદયમાં ઉતારે તો યુદ્ધ, વિગ્રહ, મારફાડ, ઝેરવેર સૌ બંધ પડી જગતના લોકોનું પરમ કલ્યાણ થાય.

કરાંચી તા. ૨૫-૧-૪૫
**ડુંગરશી ધરમશી સંપટ**

---

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીનું જીવન રહસ્ય ।

( ગતાંક પૃષ્ઠ ૧૦૧ )

ઉપાધ્યાયજીએ અધ્યાત્મ યોગ, ભક્તિ અને સાહિત્યના તમામ વિભાગો ઉપર પોતાની લેખન-શક્તિનું પ્રભુત્વ પાથરી દીધું છે. આધ્યાત્મિક ગ્રંથોમાં અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્, સટીક બત્રીશ બત્રીશીઓ, જ્ઞાનસાર વિગેરે ગ્રંથો હતા. સાત વર્ષની ઉમ્મરમાં ભક્તામર સ્તોત્ર એક જ વખત સાંભળેલું તે કંઠસ્થ થઈ ગયું હતું. આવી સ્મરણશક્તિનો પ્રાદુર્ભાવ નાની ઉમ્મરથી જ હતો; એઓશ્રી બાલબ્રહ્મચારી હતા. સં. ૧૬૮૮ માં પોતાના સાંસારિક બંધુ પદ્મસિંહ અને માતાની સાથે શ્રી નયવિજયજી મુનિના શિષ્ય તરીકે શ્રી વિજયદેવસૂરિના હાથે તેઓએ દીક્ષા લીધી. અને નામ યશોવિજય અને એમના લઘુ બંધુનું નામ પદ્મવિજયજી મુકરર થયું. ગુરુ પાસે ૧૧ વર્ષ અભ્યાસ કરી ગુરુ સાથે કાશી જઈ ત્રણ વર્ષ ત્યાં અને પછી આગ્રામાં ચાર વર્ષ અખંડ ઉચ્ચ અભ્યાસ કરી, લગભગ ૧૮ વર્ષ વિદ્યા-વ્યાસંગમાં ગાળી જીવન પર્યંત ગ્રંથો રચવાનું ચાલુ રાખ્યું; ભાષાદષ્ટિએ સંસ્કૃત પ્રાકૃત અને ગુજરાતીમાં પુષ્કળ કૃતિઓ રચી. વિષયો પરત્વે ન્યાય યોગ અધ્યાત્મદર્શન કથા ચરિત નય વૈરાગ્ય દ્રવ્યગુણપર્યાય ધર્મ નીતિ વિગેરે મૂળ ગ્રંથો અને અનેક અન્ય ગ્રંથોની ટીકારૂપ રચના કરી. જૈનેતર સમાજમાં પણ એમના જેવા વિદ્વાન અત્યાર સુધી જાણવામાં આવેલ નથી. એક શ્રેષ્ઠ કવિ તરીકે તેમના ગુજરાતી ભાષામાં કાવ્યો જૈન દર્શનના રહસ્યોવાળું અપૂર્વ છે. સં. ૧૭૧૮ માં શ્રી વિજયપ્રભસૂરિએ એમને ઉપાધ્યાય પદવી આપી.

જૈનશાસ્ત્રનું ઊંડું જ્ઞાન તો તેમને માટે સહજ હતું પરંતુ ઉપનિષદ્ દર્શન આદિ વૈદિક ગ્રંથોનું તથા બૌદ્ધ ગ્રંથોનું વાસ્તવિક પરિપૂર્ણ અને સ્પષ્ટ જ્ઞાન, એમની અપૂર્વ પ્રતિભા અને એમના ગુરુભાઈ શ્રી વિનયવિજયજી સાથે કાશીમાં રહી વર્ષો સુધીના અભ્યાસના પરિપાકનું પરિણામ હતું. કાશીથી આવ્યા પછી અમદાવાદમાં તે વખતના સૂબા મહોબતખાનની ઇચ્છાથી અઢાર અવધાન કર્યાં હતાં એ તેમની સ્મરણશક્તિનું જ્વલંત દૃષ્ટાંત છે.

નયપ્રદીપ, નયરહસ્ય, ન્યાયામૃતતરંગિણી સહિત નયોપદેશ, સ્યાદ્વાદ કલ્પલતા, ન્યાયાલોક, ખંડખાદ્ય, જૈનતર્કપરિભાષા શાસ્ત્રવાર્તાસમુચ્ચય ટીકા અને અષ્ટસહસ્રી ટીકા આદિ ગ્રંથો રચી જૈન ન્યાયશાસ્ત્રને જગત સમક્ષ રજુ કર્યું છે; યોગશાસ્ત્રકાર પતંજલિકૃત યોગસૂત્રના કૈવલ્યપાદ ઉપર પણ એમણે ટીકા લખી જૈન દૃષ્ટિએ ધારણા ધ્યાન અને સમાધિનો સમન્વય કર્યો છે; સંસ્કૃત પ્રાકૃત અને ન્યાય ગ્રંથો ઉપરાંત લોકભોગ્ય વાચકોને માટે ઉપકારરૂપે ગુર્જર-ભાષામાં અઢાર પાપસ્થાનક સઝાય, સમકિત સડસઠ

બોલની સઝાય, યોગદષ્ટિની સઝાય, અગીઆર અંગો અને પ્રતિક્રમણ ગર્ભહેતુની સઝાયો, ષટ્સ્થાનક ચોપાઇ, જસવિલાસ વિગેરે આધ્યાત્મિક પદો, સમાધિશતક, સમતાશતક, ત્રણ ચોવીશીના સ્તવનો, વિહરમાન જિન સ્તવનો, દ્રવ્યગુણપર્યાય રાસ, સવાસો, દોઢસો અને સાડા ત્રણસો ગાથાના સીમંધરસ્વામીને વિનતિ રૂપ સ્તવનો, ગુરુબંધુ શ્રી વિનયવિજયજીના સ્વર્ગવાસ પછી શ્રીપાળરાજાનો અધુરો રહેલ રાસ કે જે હાલ પૂજારૂપે ઓળીના દિવસોમાં ગવાય છે, તે પૂર્ણ કર્યો વિગેરે સાહિત્ય છે જ્ઞાનસાર અને અધ્યાત્મ માર્ગ વિગેરે ગ્રંથના રચયિતા જેવી રીતે અધ્યાત્મ અને વૈરાગ્યમાં સ્વયંનિમગ્ન છતાં અને તર્ક અને વ્યાકરણનું ઉચ્ચકોટિનું જ્ઞાન ધરાવતા છતાં સાદી ભાષાના સ્તવનો જેમકે જગજીવન જગવાલ હો, લઘુ પણ હું તુમ મન નવિ માવું રે વિગેરે પ્રાકૃત મનુષ્યોને માટે પણ એની સરળતાથી ભાષાદ્વારા ઉતારી શકે કે એ એમની શક્તિની અપૂર્વતા ગણાય

એમની સ્મરણશક્તિના બીજા દૃષ્ટાંત તરીકે એક હકીકત એ છે કે શ્રી વિનયવિજયજી જે કે તેમના ગુરુભાઇ હતા તેમની સાથે કાશીમાં એમને વિદ્યાભ્યાસ માટે જવું થયું, શ્રી વિનયવિજયજીએ વ્યાકરણ વિષય ગ્રહણ કર્યો અને શ્રી યશોવિજયજીએ ન્યાય વિષય ગ્રહણ કર્યો ત્રણ વર્ષ પર્યંત શાસ્ત્રનું અધ્યયન કર્યું, એમનો વિદ્યાગુરુ ભટ્ટાચાર્ય જૈન ધર્મનો દ્વેષી છતાં વિનયાદિથી તેમને પ્રસન્ન કરી તેમની પાસેથી સંતોષપૂર્વક વિદ્યાગ્રહણ કરી, પરંતુ એક અપૂર્વ ગ્રંથ અધ્યાપક પાસે હતો, તે ગ્રંથ કોઇને બતાવતા નહોતા, શ્રી યશોવિજયજી અને વિનયવિજયજીએ પ્રસંગ પામી અર્ધ અર્ધ ગ્રંથ જોઇ બન્નેએ ભેગા મળી મુખે કરી પૂર્ણ કર્યો પ્રસંગોપાત પોતાના અધ્યાપકને જણાવી માફી માગી, અધ્યાપક એમની સ્મરણશક્તિ માટે તાજુબ બન્યો અને એમની પ્રીતિ બંને તરફ અનેક અંશે વધી ક્રમે ક્રમે શ્રી યશોવિજયજી મહારાજને કાશીના પંડિતો તરફથી **ન્યાયવિશારદની** પદવી મળી હતી અને પછીથી એકસો ગ્રંથો ન્યાયના બનાવ્યા પછી **ન્યાયાચાર્ય** થયા

એમના સમકાલીનમાં શ્રીમદ્ આનંદઘનજી, જ્ઞાનવિમળસૂરિ, ઉદયરત્ન, માનવિજય ઉપાધ્યાય, જિનવિજય, શ્રીમદ્ વિનયવિજય, જયસોમ, ઉ૦ સકલચંદ્રજી અને મોહનવિજય હતા શ્રીમદ્ આનંદઘનજી એક અધ્યાત્મનિષ્ઠ અવધૂત જંગલના યોગી હતા તો ઉપાધ્યાયજી અપૂર્વ વ્યાખ્યાનશક્તિદ્વારા અને ગ્રંથસાહિત્યના ઉત્પાદનદ્વારા જૈનદર્શનની સર્વોત્કૃષ્ટ પ્રભાવના કરી રહ્યા હતા (ચાલુ)

શ્રી ફતેહચંદ ઝવેરભાઇ

---

# ॥ अथ प्रथम श्री ऋषभजिन स्तवन॥

ऋषभ जिणंदशुं प्रीतडी किम कीजें हो कहो चतुर विचार।
प्रभुजी जइ अलगा वस्या तिहां किणें नवि हो कोइ वचन उचार॥ १॥

## ઉત્થાનિકા –

### ઋષભજિન સ્તવન –

આ સ્તવનમાં આચાર્યદેવ પ્રભુની સાથે પ્રીતિ કેવા પ્રકારે કરવી તેનો માર્ગ દેખાડે છે

ગમે એવો કઠણ પ્રયોગ હોય તથાપિ જેની સાથે પ્રીતિ જોડવી હોય તેની સાથે અનુકુળ થઇ જતાં પ્રીતિ જોડાય છે જેમ કે પ્રભુ વિતરાગ છે, માટે જો આપણે વિતરાગતાનો અંશ આપણામાં લાવીએ તો પ્રભુની સાથેની દુર્લભ પ્રીતિ પણ સુલભ થઇ જાય છે

(૧) સંસારમાં રાગ ત્રણ પ્રકારના છે એટલે કે કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગ, નાના પ્રકારના પદાર્થો કે લક્ષ્મી કે મિલ્કત વિગેરેની ઇચ્છા તે કામરાગ, સગા સંબંધીઓ ઉપર જે સ્નેહ રહે તે સ્નેહરાગ અને દેહ ઉપર અર્થાત્ દેહ તે હું છું એ જે રાગ થાય છે તે દૃષ્ટિરાગ

ગાથા ૧-સરળ શબ્દાર્થ—

જે આત્માએ રાગદ્વેષનો સંપૂર્ણ જય કરીને અનંત ગુણો પોતાના આત્મામાં ઉદ્‌ભવાવી મારા જેવા સર્વ આત્માઓને ગુણવાન બનાવવાની ભાવના કરતાં જે તિર્થંકર સંપદા અને અતિશય સંપદા પ્રાપ્ત કરી છે એવા ઋષભ જિનેશ્વરની સાથે હું જીજ્ઞાસુ સાધક કેવી રીતે પ્રાપ્ત કરું? હે! ચતુર અંતરાત્મા તું પરભાવથી વિમુખ થઈને એટલે સ્વભાવની સન્મુખ થઈ જે પરમાત્મા ઋષભદેવને તું જોઈ, જાણી રહ્યો છે. તેમની સાથે મને પ્રીતિ કરવાનો માર્ગ દેખાડો.

કારણ કે, હું જાણું છું કે પ્રભુજી સિદ્ધક્ષેત્રમાં મારાથી અળગા જઈને વસ્યા એ અને ત્યાં વચનથી વ્યવહાર થતો નથી તો હું ભરતક્ષેત્રમાં રહ્યો એ અળગાની સાથે પ્રીતિ કેમ કરી શકું?

**कागल पण पहोंचे नहीं, नवि पहोंचे हो तिहां को परधान।**
**जे पहोंचे ते तुम समो, नवि भाखे हो कोइनुं व्यवधान ॥ २ ॥**

ગાથા ૨-સરળ શબ્દાર્થ—

વળી જીજ્ઞાસુ સાધક પ્રીતિની બીજી રીત કહે છે. એટલે કે, કાગળ લખીને પણ જેમની સાથે પ્રીતિ કરવી હોય તેની સાથે કરી શકાય છે; પરંતુ જિનેશ્વર ભગવાન કે જે હાલ સિદ્ધક્ષેત્રે છે ત્યાં કાગળ પણ પહોંચે એમ નથી. આ બે ઉપરાંત પ્રીતિનો ત્રીજો માર્ગ પણ છે અને તે એ કે મારા તરફથી કોઈ પ્રતિનિધિ મોકલીને પણ પ્રીતિ કરી શકાય છે. પરંતુ ત્યાં પ્રતિનિધિ પણ પહોંચી શકે તેમ નથી, કારણ કે જે ત્યાં જાય છે તે તો પ્રભુના સરખા થઈ જાય છે અને ત્યાંથી કોઈ પાછું આવી અંતર કે ભેદ જણાવતા નથી.

**प्रीति कर ते रागीया, जिनवरजी हो तमे तो वितराग ॥**
**प्रीतडी जेह अरागीथी, मेलववी ते हो लोकोत्तर माग ॥ ३ ॥**

ગાથા ૩-સરળ શબ્દાર્થ—

સંસારમાં પરસ્પર પ્રીતિ કરનાર રાગી હોય છે અને જિનેશ્વરજી તો વિતરાગી છે. માટે અરાગીથી પ્રીતિ મેળવવી એનો માર્ગ કોઈ લૌકિક નહિ પણ કોઈ લોકોત્તર હોવો જોઈએ. માટે પરમાત્માભિમુખ (ચતુર) અંતર આત્મા પ્રભુની સાથે પ્રીતિ મેળવવાનો લોકોત્તર માર્ગ બતાવે છે. (લૌકિક માર્ગ ઇંદ્રિયોથી દેખાતી-જણાતી વસ્તુઓ ઉપર પ્રીતિ કરાવે છે. અને લોકોત્તર માર્ગ ઇન્દ્રિયોથી જણાતી વસ્તુઓ તરફ વિમુખ રહી પરમાત્મસન્મુખ થઈ અરૂપી વસ્તુને જણાવે છે. એટલે કે ઇંદ્રિયોથી નહિ પણ ઇન્દ્ર એટલે આત્માથી જણાતી વસ્તુ પર પ્રીતિ કરાવે છે.

**प्रीति अनादिनी विषभरी ते रीते हो करवा मुझ भाव ॥**
**करवी निर्विष प्रीतडी किण भातें हो कहो बने बनाव ॥ ४ ॥**

ગાથા ૪-સરળ શબ્દાર્થ—

અનાદિકાળથી મારી વિષયોમાં પ્રીતિ છે તે વિષભરી છે (જેથી જન્મ મરણ થયા કરે છે) હવે મારે એવીજ રીતે સાદી અનંત ભાગે નિર્વિષ અમૃતમય પ્રીતિ કરવી છે કે જે શાશ્વત જીવનની સાથે છે. એ પ્રીતિ કેવી રીતે બની શકે, તે હે! પરમાત્માભિમુખ અંતર આત્મા! મને બતાવ.

**प्रीति अनंती परथकी, जे तोडे हो ते जोडे एह।**
**परम पुरुषथी रागता एकत्वता हो दाखी गुणगेह ॥ ५ ॥**

ગાથા ૫-સરળ શબ્દાર્થ—

પરમાત્માભિમુખ અંતરાત્મા જીજ્ઞાસુ સાધક જીવને જણાવે છે કે અનંતકાળથી તારી પરભાવમાં જે પ્રીતિ છે તે જેમ જેમ તું છોડતો જાય તેમ તેમ તે પ્રીતિ પરમાત્માની સાથે જોડાઈ જાય. એટલે કે જેમ જેમ તારા નિજ સ્વભાવમાં (આઠ નિર્મળ રૂચક પ્રદેશમાં રહે તો જાય) તેમ તેમ પરમ પુરુષ

જિનેન્દ્રદેવ સાથે તારી પ્રીતિ થતી જાય, જે પ્રીતિ પરમાત્માની સાથે એકત્વતારૂપ એટલે તદ્રૂપ થતી જાય, કે જે અનંતગુણનું ધામ શાસ્ત્રમાં દેખાડેલું છે કારણ કે એ ગુણનું ઘર છે

**प्रभुजीने अवलंबता निजप्रभुता**
**हो प्रगटे गुणराश ॥**
**देवचन्द्रनी सेवना आपे मुज हो**
**अविचल सुखवास ॥ ६ ॥**

ગાથા ૬–સરલ શબ્દાર્થ—

હે પ્રભુ! હું આપના શુદ્ધ ગુણને જેમ જેમ અવલંબતો જાઉં છું તેમ તેમ ગુણના ઘરરૂપ એવી મારામાં પ્રભુતા પ્રગટતી જાય છે, માટે દેવોના ચંદ્ર સમાન હે જિનેન્દ્રદેવ! ધન્ય છે તમારી સેવાને કે જે મને અવિચલ સુખ એટલે સિદ્ધાત્માની પ્રાપ્તિ કરાવે છે

ફ. ક. લાલન

# સત્કાર સમારંભ.

મહા વદ ૫ શુક્રવાર, તા ૨–૨–૪૫ ના રોજ શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર તરફથી " શેઠ ભોગીલાલ મગનલાલ લેક્ચર હૉલ " નામાભિધાન કરવા અને શેઠ મોહનલાલ તારાચંદને માનપત્ર આપવાનો મેળાવડો કરવામાં આવ્યો હતો

આરંભમાં બહેન ઈન્દુમતી ગુલાબચંદે ભાવ પૂર્વક મંગળાચરણ કર્યા બાદ શ્રી વડવા જૈન સ્નેહી મંડળે સ્વાગતગીત રજૂ કર્યા બાદ ડૉ જશવંતરાયે આમંત્રણ-પત્રિકા વાંચી સંભળાવી હતી

સારંગાદ ગરથાના પ્રમુખ શેઠશ્રી ગુલાબચંદભાઈએ ઉપરોક્ત કાર્ય માટે પ્રાસંગિક વિવેચન કરી રાજેશ્રી ભોગીલાલ લેક્ચર હૉલ અને ઓઈલ પેઈન્ટીંગ છબી ખુલ્લી મુકવા રાજેશ્રી મોહનલાલભાઈને વિનતિ કરી હતી, જેથી તે હૉલ અને પ્રતિકૃતિ ખુલ્લી મુકી હતી અને પ્રમુખશ્રી ગુલાબચંદભાઈએ પોતાના બંધુ તુલ્ય અને સભાના સેક્રેટરી ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસને પોતાનું વક્તવ્ય રજુ કરતા જણાવ્યું કે સભાના ત્રણ મુખ્ય ઉદ્દેશો જણાવી તેમાં આ સત્કાર-સમારંભનો સમાવેશ થાય છે જેથી તે માટે આ મેળાવડો કરવામાં આવ્યો છે.

રાજેશ્રી ભોગીલાલભાઈએ તો દાન દેવા માટે અભંગ દ્વાર રાખ્યા છે એમનામાં સમાજમાજ આપવું એવી સંકુચિત દૃષ્ટિ નથી, પરંતુ સામાજિક કે સાર્વજનિક કોઈપણ કાર્યોમાં દાનનો પ્રવાહ વ્હેતો રાખ્યો છે, તેથીજ તેમજ તેઓશ્રીમાં ઉદારતા, સૌજન્યતા, લઘુતા, સમયજ્ઞતા અને દયાળુતા એ પાંચે ગુણોનો સમન્વય થયેલો છે, તેથી તેઓ



શેઠ ભોગીલાલભાઈ મગનલાલ પીલવાળા

ભાવનગર જૈન સમાજના ભૂષણરૂપ, તેમજ તેની જોડી બીજી નથી આવા દાનવીર નરરત્નનું નામ આ સભાના કોઈ અંગ સાથે ચિરસ્થાયી થાય તો ઠીક તેમ ધારી, સભાના એક હૉલને ભોગીલાલ લેક્ચર હૉલ આપવું અને તેની યાદી રહે માટે તેમની પ્રતિકૃતિ સભામાં માનપૂર્વક મુકી તે માટે પ્રથમ આ સત્કાર છે હવે બીજો પ્રસંગ રાજેશ્રી મોહનલાલભાઈ રીંગ ઉદ્યોગના ધંધામાં સારી લક્ષ્મી પ્રાપ્ત કર્યા પછી પુણ્યયોગે, પૂર્વના આરાધને પ્રથમ દાન દેવાનું પગલું કેળવણીવિષયક જૈન સંસ્થાઓને સખાવત કરવાનું શરૂ કર્યું, પાંચ હજાર દશ હજાર જેવી મોટી રકમોની સખાવતો શરૂ કરી, પરંતુ તેમની કેળવણીપરની રૂચીનો અનુભવ તો નવ માસ પહેલા તળાજા તીર્થે જૈન વિદ્યાર્થીગૃહના

તેમના હાથે થયેલ ઉદ્‌ઘાટનથી જાણવામાં આવ્યું એટલે તળાજા તીર્થના વર્તમાન ઇતિહાસ સાથે



**શેઠ મોહનલાલભાઈ તારાચંદ**

તેમનો શું સંબંધ છે તે જણાવવું અસ્થાને નથી. આચાર્યદેવશ્રી **વિજયનેમિસૂરિશ્વરજી મહારાજ** જેઓ વિદ્વાન અને પ્રભાવશાળી ગુરુદેવ છે; તેમના ઉપદેશથી જ આ તીર્થક્ષેત્રની કમીટીમાં શ્રી ભોગીલાલભાઇ, શ્રી ખાન્તિલાલભાઈ, શ્રી પુરુષોત્તમદાસભાઇ અને વલ્લભદાસભાઇ જોડાયા અને વિદ્યાર્થીગૃહને મોહનલાલભાઈએ રૂા. પચ્ચીસ હજાર આપ્યા અને તેમના તથા ભાઈ દલીચંદભાઈના પ્રયાસ વડે રૂપીઆ બે લાખ ઉપરનું મુંબઇમાં ફંડ થયું.

વળી આ તીર્થના આત્મારુપ અને કમીટીના હાથપગ રાજેશ્રી **ખાન્તિલાલભાઈ** વોરા છે,તેનો પણ પરિચય આપવો તે અત્યારે યોગ્ય છે. તે અત્રેના **અમરચંદભાઇ** વોરાના સુપુત્ર છે. જેની પાંચ પેઢી થયા સંઘ અને જ્ઞાતિની સેવા કરે છે. તે સેવા ઉપરાંત ભાઇ ખાન્તિભાઇના પુણ્યયોગે તેમને આ તીર્થની સેવા વિશેષ સાંપડી છે, એટલે પોતે પ્રમાણિકપણે, શ્રદ્ધા-ભાવનાપૂર્વક તન, મન ધનનો ભોગ આપી પોતાના ધંધાને ગૌણ કરી સેવા આપી રહ્યા છે, જે સમાજના ધન્યવાદને પાત્ર છે. અને સુમારે એક ધાન્યની જ આયંબીલ ૫૦) ઓળીના જેવા ઉચ્ચ તપના પ્રભાવે તેમનો આત્મા ઉજ્વલ થતાં સેવા કરી રહ્યા છે. ભાવિમાં અત્રેના જૈન સંઘના શેઠને લાયક પણ બન્યા છે.

રાજેશ્રી મોહનલાલભાઇની વધતી જતી ઉદારતા, કેળવણી પ્રત્યે પ્રેમ જોઇ તેઓ આ સભાના પેટ્રન કેટલાય વખત પહેલાં થયેલ હોવાથી તેમનો માનપત્રદ્વારા સત્કાર કરવાની આ તક લેવામાં આવી છે વગેરે જણાવ્યું. બાદ રા. રા. શ્રી માસ્તર મોતીચંદભાઇ ઝવેરચંદનો સહાનુભૂતિનો આવેલ સંદેશ ભાઈશ્રી ગુલાબચંદ લલ્લુભાઇએ ટૂંકમાં વિવેચનપૂર્વક જણાવ્યો કે:—આપણા સમાજના ભાગ્ય છે કે આવા બે નરરત્નોની સમાજસેવા દિન પ્રતિદિન વધતી ગઇ છે અને તેના સંબંધમાં મુરબ્બી વલ્લભદાસભાઇએ દરેક દૃષ્ટિથી ખૂબ વિવેચન કરેલું છે, તો એટલુંજ કહું છું કે, આ આપણા સમાજના નાયકો દિનપ્રતિદિન આગળ વધતા રહી સમાજસેવાના ઉત્કર્ષમાં મોટો ફાળો આપશે એ ખાત્રી છે.

ત્યારબાદ જેચંદભાઇ ( શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના અહીં ખાતાના મુનિમ ) એ પ્રાસંગિક વિવેચન કર્યા બાદ સભાના ટ્રેઝરર શેઠ શ્રી અમૃતલાલ છગનલાલે માનપત્ર વાંચી સંભળાવ્યું હતું. ત્યારબાદ શ્રીયુત ભોગીલાલભાઇના મુબારક હાથે માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. ત્યારબાદ રાજેશ્રી મોહનલાલભાઇએ જણાવ્યું જે, ભોગીલાલભાઇના પરિચયથી મેં સેવા કરવાની શરૂઆત કરી છે; તે જણાવવા સાથે પોતાની લઘુતા બતાવતાં સભાના ઉદ્દેશો ઉચ્ચ છે તે પ્રમાણે અને કાર્યવાહી ઉત્તમ છે. છેવટે ભોગીલાલભાઇએ પણ આનંદ જાહેર કરવા સાથે સભાનો આભાર માન્યો હતો. આ પ્રસંગે ખુશી થવા જેવું તો એજ છે કે ભાઇશ્રી. ખાન્તિલાલભાઇ, રમણિકલાલભાઇ, દુર્લભદાસભાઇ તથા શ્રી દલીચંદભાઇ ચારે બંધુઓ સભાના આવા સુંદર કાર્યો જોઇ જાણી સભાના પેટ્રન થયા હતા અને શેઠશ્રી ભોગીલાલભાઇએ આ હૉલને સૌંદર્યતાવાળો બનાવવા શેષ એક હજાર રૂપિયા સભાને આપવા જણાવ્યું હતું. છેવટે ભાઇ હરિલાલ દેવચંદભાઇએ

સર્વનો આભાર માન્યો હતો અને પ્રમુખશ્રીએ હાર તોરા એનાયત કર્યા બાદ દુધપાર્ટીથી આવેલ સર્વનો સત્કાર કરવા બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

---

# વર્તમાન સમાચાર.

## શ્રી તાલધ્વજગિરિ તીર્થ જૈન વિદ્યાર્થીગૃહનું ખાતમુહૂર્ત.

ગયા મહા વદી ૧૩ શનિવારના રોજ સ્ટેશન ઉપર લીધેલી જમીનમાં વિદ્યાર્થીગૃહ બાંધવા તીર્થ-કમીટી અને વિદ્યાર્થીગૃહની કમીટીએ નકી કર્યા પ્રમાણે આ રાજ્યના પરમ કૃપાળુ મહારાણી સાહેબ વિજયકુંવરબા સાહેબાના મુબારક હસ્તે ખાતમુહૂર્ત કરવામાં આવ્યું છે. બંને કમીટીના પ્રમુખશ્રીઓ તથા કાર્યવાહકોના આમંત્રણથી નેક નામદાર મહારાજા સાહેબ શ્રી કૃષ્ણકુમારસિંહજી સાહેબ, પૂજ્ય માસીમા (કીશનગઢના રાજ્યમાતુશ્રી) નામદાર દીવાન સાહેબ પટ્ટણી સાહેબ, શ્રીમતી યશોમતી બહેન પટ્ટણી સાહેબ, રાજ્યના મુખ્ય અમલદારો ભાવનગર તળાજા જૈન જૈનેતર બંધુઓ અને પ્રજા મળી ત્રણ હજાર માનવોની મેદની હતી. ખાતમુહૂર્ત વખતે જુદા જુદા વક્તાના વિવેચનો પછી ખાતમુહૂર્ત કરી પછી મહારાજા સાહેબ, શ્રી રાણી સાહેબ, માસીમા સાહેબ, પોલીસ ઉપરી અને રાજ્ય અમલદારો કમીટીના કાર્યવાહકો ચાલીને ડુંગર ઉપર ગયા હતા. ગઇ સાલના વૈશાક વદી ૧૦ ના રોજ મહારાજા સાહેબના પવિત્ર પગલાં ત્યાં થયા હતા, તે દિવસની યાદગીરી માટે તીર્થકમીટીએ સ્થાપિત કરેલ મહારાજા સાહેબના નામથી કીર્તિસ્થંભનું ઉદ્‌ઘાટન પરમ કૃપાળુ રાણી સાહેબના મુબારક હસ્તે કરવામાં આવ્યું હતું. આ સમારંભ આ તીર્થના ઇતિહાસ લખાઇ જતાં આ ભવ્ય તીર્થધામ ભાવિમાં બનશે તેની આ આગાહી છે. વિદ્યાર્થીગૃહનું રૂ. રૂા એક લાખનું થયું છે. હજી વધારે થવા સંભવ છે. અમો આ તીર્થ ચીર-છી આબાદ થઇ જૈન સમાજમાં ઇતિહાસિક અદ્વીતિય તીર્થ બને તેમ પરમાત્માની પ્રાર્થના રીએ છીએ. રૂા ૨૫૧૧૧) રૂપીઆ મુખ્ય મંદિરની આગે શ્રી પુંડરીકસ્વામીના મંદિરને માટે શેઠ શ્રી મોહનલાલભાઇએ અર્પણ કરવાથી મૂળ નાયક પ્રભુ બિરાજમાન કરવાનો આદેશ આપવામાં આવ્યો હતો.

## મોનગઢ શ્રી મહાવીર ચારિત્ર રત્નાશ્રમના વિદ્યાર્થીનિવાસગૃહનું ઉદ્‌ઘાટન.

આ માસની શુદ ૩ ગુરૂવારના રોજ દાનવીર જૈન નરરત્ન શેઠ ભોગીલાલભાઇ મગનલાલના મુબારક હસ્તે આનંદપૂર્વક દબદબાભરી રીતે ઉદ્‌ઘાટન થયું છે. અનેક ગામના જૈન બંધુઓને આમંત્રણ આપવાથી ત્યાં આવ્યા હતા. પ્રમુખસ્થાન શેઠશ્રી મોહનલાલભાઇ તારાચંદને આપવામાં આવ્યું હતું. અનેક વક્તાઓના વિવેચનો થયા હતા. પ્રસિદ્ધવક્તા મુનિરાજ શ્રી ચારિત્રવિજયજીના ઉપદેશ અને આત્મભોગવડે આ સંસ્થા વધતી જાય છે. આ ઉદ્‌ઘાટનની શરૂઆત અને છેવટે આ સંસ્થાના આત્મા મુનિ શ્રી કલ્યાણચંદ્રજી મહારાજે તેનો ઇતિહાસ બહુ જ લાગણીપૂર્વક ઉચ્ચ શૈલીથી કહી બતાવ્યો હતો. સ્વર્ગવાસી મહારાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજે મુનિ શ્રી કલ્યાણચંદ્રજી મહારાજ જેવા નિષ્ણાત અને આ સંસ્થાના પ્રાણરૂપ બનેલા તે મુનિશ્રીને સોંપવાથી તેની વૃદ્ધિ દિવસાનુદિવસ થતી જાય છે તેને માટે મહારાજશ્રીના મનોરથો ભાવિ માટે બહુ ઉંચા છે. શેઠશ્રી ભોગીલાલભાઇને માનપત્ર રૂપાના કાસ્કેટમાં પ્રમુખશ્રીના હાથે અર્પણ કરવામાં આવ્યું હતું. આ નિવાસગૃહ માટે રૂા પાંચ હજારની રકમ ભાઇ છબીલદાસભાઇ વગેરેને જામનગરનિવાસી જેસંગભાઇ જગજીવનદાસના સુપુત્રોએ અર્પણ કરી હતી.

## જૈન કોનફરન્સ સોળમું અધિવેશન મુંબઇમાં

સ્વાગત કમીટીના અધ્યક્ષ તરીકે રાવસાહેબ કાન્તિલાલભાઇ ઇશ્વરલાલ જે. પી. ની થયેલી વરણી – તા. ૮–૨–૪૫ ના રોજ કોનફરન્સ ઓફીસમાં શેઠ મોતીચંદ ગીરધરલાલ કાપડીયાના પ્રમુખપણા નીચે મળેલી મીટીંગમાં રાવસાહેબ શેઠશ્રી કાન્તિલાલભાઇ ઇશ્વરલાલ જે. પી. ની સ્વાગતકમીટીના પ્રમુખ તરીકે, ઉપ-પ્રમુખો રાવબહાદુર શેઠ નાનજીભાઇ લધાભાઇ જે. પી., શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી, શેઠ ભગવાનદાસ હરખચંદ, શેઠ ખીમજી હેમુ કામાણી, શેઠ

શામજી રવજી સોજપાળ, શેઠ ફકીરચંદ કેશરીચંદ, શેઠ રણછોડભાઇ રાયચંદ, ઝવેરી ભાઈચંદ નગીનદાસ, શેઠ રતીલાલ મણિલાલ નાણાવટી, શેઠ મુળચંદ સજમલજી, શેઠ ઝવેરચંદજી, ચીફ સેક્રેટરીઓ તરીકે ડૉકટર ચીમનલાલ નેમચંદ શ્રોફ, શેઠ ચંદુલાલ વર્ધમાન, શેઠ મૂળચંદ બુલાખીદાસ, શેઠ દામજી જેઠાભાઇ એ સર્વ હોદ્દેદારોની સર્વાનુમતે ચુંટણી થઇ હતી. અધિવેશન માર્ચ મહિના તા. ૩૦-૩૧ અને એપ્રીલ તા. ૧ લી ત્રણ દિવસો નકી કરવામાં આવ્યા છે. મુંબઇ જૈન સમાજમાં ઉત્સાહ સારો છે. સર્વ જૈન બંધુઓએ સહકાર આપવાની જરૂર છે.

## નમ્રનિવેદન.

આ સભાના સર્વે માનવંતા સભાસદો ( પેટ્રન સાહેબો, લાઇફ અને વાર્ષિક સભ્યો ) ને નિવેદન કરવા રજા લઇએ છીએ કે, આ સભા તરફથી પ્રાતઃ સ્મરણીય ગુરૂદેવશ્રી **આત્મારામજી મહારાજની** જયંતી ( સ્વર્ગવાસ તીથી ) જેઠ સુદ ૮ રોજ શ્રી સિદ્ધાચલજી ઉપર ઉજવાતી હતી, પરંતુ સંવત ૧૯૯૦ ના ચૈત્ર સુદ ૧ ના રોજ વડોદરા અને પાટણ શહેરમાં જન્મશતાબ્દિ સમારોહપૂર્વક ઉજવાયા પછી, ઘણા સ્થળે દર વર્ષે તે જ તારીખે જન્મજયંતી ઉજવી ગુરૂભકિત થતી હતી; પરંતુ પરમકૃપાળુ આચાર્ય મહારાજ **શ્રી વિજયવલ્લભસૂરિશ્વરજી** મહારાજની ઇચ્છા બધે સ્થળે એકજ સરખી રીતે જન્મજયંતી ઉજવાય તે સમુચ્ચય રીતે યોગ્ય લાગવાથી, તેઓ સાહેબની આજ્ઞાથી અને આર્થિક સહાય આપનાર શેઠ **સાહેબ સકરચંદભાઇ** મોતીલાલભાઇ મૂળજીની અનુમતીથી આ વર્ષથી હવે પછી દર વર્ષે આ સભા તરફથી ચૈત્ર સુદ ૧ ના રોજ શ્રી સિદ્ધાચળજી તીર્થે તેજ મુજબ જયંતી ઉજવી ગુરૂભક્તિ કરવામાં આવશે. જેથી ઉપરોક્ત સર્વ સભાસદબંધુઓ ચૈત્ર સુદ ૧ ના રોજ શ્રી સિદ્ધાચળજી ઉપર ગુરૂભક્તિનો લાભ લેવા માટે અવશ્ય પધારશો.

જે જે વર્ષમાં ચૈત્ર માસ બે આવે તે વખતે બીજા ચૈત્ર સુદ ૧ ના રોજ જન્મજયંતી ઉજવવી અને જે જે વર્ષમાં જેઠ માસ બે આવે તે વખતે પ્રથમ જેઠ માસની સુદ ૮ ના રોજ સ્વર્ગવાસ તીથી સમજવી. કારણ કે ગુરૂદેવશ્રી આત્મારામજી મહારાજનો સ્વર્ગવાસ અધીક જેઠ સુદ ૮ ના રોજ થયેલો છે. તે પ્રમાણે આચાર્ય મહારાજશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની આજ્ઞા છે.

## નવા થયેલા માનવંતા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરો.

૧ શેઠશ્રી ચંદુલાલભાઇ ટી. શાહ મુંબઇ.
૨ શેઠશ્રી ખાન્તિલાલ અમરચંદભાઈ વોરા ભાવનગર
૩ શેઠશ્રી રમણીકલાલ નાનચંદ મુંબઇ
૪ શેઠશ્રી દુર્લભદાસ ઝવેરચંદ ,,
૫ શેઠશ્રી દલીચંદ પુરૂષોતમદાસ તળાજા હાલ મુંબઈ
પરિચય હવે પછી આપવામાં આવશે.
૬ શેઠ ગાંગજી ગોશર-દીગરસ લાઈફ મેમ્બર

## -:: વિષયાનુક્રમ ::-



મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ : શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ : દાણાપીઠ-ભાવનગર.

# શ્રી આત્માનંદ પ્રકાશ

પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર

| | | |
|---|---|---|
| વીર સં. ૨૪૭૧ | ફાલ્ગુન. | પુસ્તક ૪૨ મું. |
| વિક્રમ સં. ૨૦૦૧ | ઇ. સ. ૧૯૪૫ માર્ચ | અંક ૮ મો |

## શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.

સુજ્ઞ સભાસદ બંધુઓ !

પૂજ્ય ગુરુદેવશ્રી આત્મારામજી ( વિજયાનંદસૂરીશ્વરજી ) મહારાજની જયન્તી શ્રી સિદ્ધાચળજી તીર્થ ઉપર ગયા અંકમાં જણાવ્યા મુજબ, બીજા ચૈત્ર સુદ ૧ તા. ૧૩-૪-૪૫ ને શુક્રવારના રોજ ઉજવવાનું નક્કી થયેલ હોવાથી, રાધનપુરનિવાસી શેઠ શ્રી મોતીલાલભાઈ મૂળજી હા. શેઠ શ્રી સકરચંદભાઈ તરફથી આ સભા મારફત સવારના શ્રી આદીશ્વર ભગવાનની મોટી ટૂંકમાં જ્યાં સ્વ. મહાત્માશ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજની મૂર્તિ પ્રતિષ્ઠિત કરવામાં આવેલ છે, તે સ્થળે પૂજા ભણાવવામાં આવશે, તેમજ શ્રી આદિનાથ પ્રભુ તથા ગુરુદેવની આંગી રચાવવા વગેરે કાર્યોથી દેવગુરુભક્તિ કરવામાં આવશે અને બપોરના નવો ટાઇમ ૩-૦ કલાકે સર્વ સભાસદ બંધુઓનું સ્વામીવાત્સલ્ય શ્રી પૂરબાઇ ધર્મશાળામાં કરવામાં આવશે.

ઉપરોક્ત ગુરૂભક્તિના પ્રસંગનો લાભ લેવા પ્રથમ ચૈત્ર વદ ૦)) ના રોજ બપોરના ૩-૦ કલાકે પાલીતાણા જવાનું છે, તો અવશ્ય પધારશોજી.

સેક્રેટરીઓ,
ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ
શાહ વીઠલદાસ મૂળચંદ બી. એ.

---

## જિન સ્તવન.

( રાગ મેઘ મલ્હાર-બરસો રે-બરસો રે, કાલી બાદરીયા )

મન રીઝે રે ( ૨ ) પ્રભુ દર્શન પામી,
અજબ ગતિ તારી—( ૨ ) મન રીઝે૦
ચમકે વિદ્યુત સમ મુદ્રા—મન રીઝે૦
વાદલ સમ દુઃખ દૂર હઠાવો, ઉજ્વલ ઊરમાં ભાવ વસાવો,
અંતર ચક્ષુ ઉઘાડો પ્રભુ—ચરણમાં વસાવો રે—મન રીઝે૦
આ ભવમાં આધાર તમે છો,
સર્વ સુખનો સાર તમે છો—
મુનિ હેમેન્દ્ર સદા તુમ શરણે,
અજિત ધામ અપાવો રે—મન રીઝે૦

# શેઠશ્રી ચંદુલાલભાઇ ત્રિભુવનદાસ શાહ મુંબઇ.

યૌવનાવસ્થા, નિરોગી શરીર, વૈભવ અને સંપત્તિવાન હોવા છતાં સાદાઇ, માયાળુપણું અને નમ્રતા સાથે યથાયોગ્ય ગુપ્ત દાનનો પ્રવાહ નિરંતર ચાલુ રાખવો એ સુકૃતની લક્ષ્મી અને પુણ્યોદય સિવાય બની શકતું નથી. આ સર્વ ભાઇશ્રી **ચંદુલાલ**ને સાંપડેલ છે. શેઠશ્રી **સંગળજી જશરાજ**ના સદ્‌ગત પુત્ર શ્રીયુત **ત્રિભુવનદાસભાઇ**નું મૂળ વઢવાણ શહેરમાં નિવાસસ્થાન હતું. તેઓશ્રી વીમાની લાઇનના એક નિષ્ણાત અને મુંબઇ શહેરમાં પ્રખ્યાત પુરૂષ હતા સાથે સંસ્કારી અને ધર્મશ્રદ્ધાળુ પણ હતા. શ્રીયુત ત્રિભુવનદાસભાઇનો સ્વર્ગવાસ થતાં તેમના કુટુમ્બનો ભાર તેમના સુપુત્ર ભાઈશ્રી ચંદુલાલને માથે પડ્યો. તે વખતે લઘુવય હોવા છતાં ધંધાની તાલીમ સદ્‌ગત પિતાની પાસેથી મેળવેલ હોવાથી, પોતાના પૂજ્ય પિતાશ્રીની મીલ્કતનો વારસો લેવા સાથે વીમાની લાઇન પણ જાણે વારસામાં જ મળી હોય તેમ આ લાઇનની શરુઆત કુશળતાપૂર્વક શરૂ કરી થોડા વખતમાં જિંદગીના વીમાનું કામકાજ શરૂ કર્યું.

પૂર્વના પુણ્યયોગે ધંધાની નિપુણતા અને મુંબઇની પ્રજા અને સંબંધીઓના ચાહ અને પ્રેમથી ધી ક્રાઉન લાઇફ ઇન્સ્યૂરન્સ કંપની જે સદ્ધર ગણાય છે, તેના પ્રથમ એજંટ થયા. તેમના સુપ્રયત્નવડે મોટી સંખ્યામાં આ કંપનીને બીઝનેસ મળવાથી એક **યુરોપીયન ગૃહસ્થને** છાજે તેમ કંપનીની બોર્ડે મોટા પગારે તેમની **ડેપ્યુટી મેનેજર** તરીકે નિમણુંક કરી. પ્રથમના પુરૂષાર્થ અને ઉપરોકતવડે લક્ષ્મી સારી પ્રાપ્ત થવા લાગી. કુટુમ્બના ધાર્મિક સંસ્કાર તો તેમનામાં ઉતરેલા હતા અને તરતજ સમય ઓળખી આત્મકલ્યાણની ભાવના સાથે રાષ્ટ્રીય નિર્દોષ ભાવના જાગી, તેથી કુટુમ્બ, સમાજ અને રાષ્ટ્રીય બાબત તથા બને પ્રકારની કેળવણી પ્રત્યે કંઇ સેવા, તેમજ દાન કરવાની ભાવનાથી ગુપ્ત સખાવતોની શરૂઆત કરી. અત્યાર સુધીમાં રૂપિયા એક લાખ ઉપરાંતની સખાવત ચારે ખાતામાં ઉદારતાપૂર્વક કરી દાનનો પ્રવાહ ચાલુજ રાખ્યો; જે સમાચાર આ સભાના સેક્રેટરીને મળતાં સભામાં પ્રસંગવશાત્ વાત મૂકતાં આવા ગુપ્ત દાનેશ્વરી ભાઇ ચંદુલાલ આ સભાના પેટ્રન થાય એ ઇચ્છવાજોગ છે જે ઉપરથી તે માટે વિનંતિ કરતા તેઓ આ સભાના પેટ્રન થયા છે. જેથી ખુશી થયા જેવું તો એજ છે કે, પોતાની સારામાં સારી આવકમાંથી કુટુમ્બ, જીવન-નિર્વાહથી વધારે ટકા સખાવતોમાં ( દાન દેવામાં ) આપવાનું તેનું બજેટ-નિર્ણય જાણી આ સભાને પરમ આનંદ થયો છે. આવા એક નરરત્ન પુરૂષ ભાઈશ્રી ચંદુલાલ દીર્ઘાયુ થઇ, સુખશાંતિપૂર્વક આત્મકલ્યાણ સાધે, બન્ને પ્રકારની લક્ષ્મી વિશેષ પ્રાપ્ત કરે અને દિવસાનુદિવસ યશ વધવા સાથે અનેકગણો દાન પ્રવાહ જીવનમાં વહેવરાવે તેમ આ સભા પરમાત્માની પ્રાર્થના કરે છે. આવી સખાવતો અનુકરણીય હોવાથી તેટલો પરિચય ઉપરોકત રીતે ફોટા સાથે આપ્યો છે.

આ સભાના નવા માનવંતા પેટ્રન—



શેઠશ્રી ચંદુલાલભાઈ ટી. શાહ.

શ્રી મહોદય પ્રેસ-ભાવનગર

શ્રી સિદ્ધર્ષિગણિવિરચિત

# સંસ્કૃત શ્રી જિન સ્તવન : અનુવાદ.

( ઉપજાતિવૃત્ત )

અપાર ને ઘોર ભવાબ્ધિમગ્ન, એવા જનો ઉદ્ધરવા નિમગ્ન,
આ ઘોર સંસાર વિષે પ્રભૂજી, ભૂલી ગયા શું મુંજને વિભૂજી ? ૧
સદ્ભાવથી મેં તુજને સ્વીકાર્યો, દુજો ન છે તારક કોઇ મારો,
આનંદદાતા ભુવનેશ નાથ ! વિલંબ તૂ કેમ કરે સુતાત ? ૨
જિનેંદ્ર ! તૂં છે કરુણાસમુદ્ર, હું દીન તૂ વત્સલ દેવ શુદ્ધ,
ન તારવૂ દીનતણે સુરેશ ! શૂ યોગ્ય છે એ તુજને જિનેશ ? ૩
કાંતારમાં દીન હું એકલો છૂ, ભીતિભરેલો મૃગબાલ હૂ છુ,
દયાળુતા શ્રી જિન કેમ ભૂલો ? હૂ એકલો કયાં ભટકુ અટૂલો ? ૪
હૂ સંભ્રમે ચંચળ નેત્રધારી, આધાર કોનો નહિં મોહવારી,
તારા વિના હૂ વિરહી બનીને, વિનાશમાર્ગે અગતિક થૈને ૫
સંભાર તૂ ખાસ અનંતવીર્ય, આલંબને તારક શાંત ધીર,
ઉતાર તૂ પાર ભવાટવીથી, ભયો હરી તૂ મુજ તાર તેથી ૬
ન સૂર્યથી અન્ય વિકાસકારી, સરોવરોમાં કમલો વિહારી,
તારા વિના નિવૃત્તિ કોણ ભાવે, નમૂ જગન્નેત્ર ! તને સુભાવે ૭
શૂ માહરા કર્મતણો જ દોષ ? વા માહરા આત્મતણો જ દોષ ?
કિંવા હશે શૂ હત કાલ દોષ ? અભવ્ય છૂ હૂ અથવા અશેષ ૮
સદ્ભક્તિથી ગ્રાહ્ય પ્રભૂ થયો છે, અનન્ય તેવી ગતિ ના દિસે છે,
હે દેવદેવેશ જગન્નિવાસ ! તેથી પ્રભો ખાસ થયો નિરાશ ૯
લીલાથકી તૂ સહુ કર્મજાલ, કાપે કૃપાસિંધુ ! અશેષ કાલ,
યાચૂ થઇ દીન હું મુક્તિ દાન, કરે ઉપેક્ષા કિમ તૂ સુજાણ ? ૧૦
ખરૂ કહૂ છૂ તુજ વિશ્વનાથ, નથી મને અન્ય શરણ્ય સાથ,
માટે મને તાર ત્વરા કરીને, ખરે નિરાધાર રહ્યો હરીને ૧૧
તૂ એક-માતા મુજને પિતા તૂ, બંધૂ ગુરુ સ્વામી અને બધૂ તૂ,
તૂં જીવનો જીવન હે પ્રભુ તૂ, આનંદ તૂ એક અનન્ય છે તૂ ૧૨
તૂ જો તિરસ્કારીશ સ્વામિનાથ ! હૂ મીન પાણી વિણુ દીન ભ્રાંત,
નિરાશ થૈ દૈન્ય વરી નિતાંત, મરીશ હૂ ખાસ વરીશ સ્વાંત ૧૩
તારા વિષે ચિત્ત વિલીન મારું, પ્રતીત છે એ મુજને જ સારુ,
તૂ જાણ છે વિશ્વમનોજ્ઞ સિદ્ધ, જણાવવૂ શૂ તુજને પ્રસિદ્ધ ? ૧૪
તૂ એક ભૂભાસ્કર જ્યોતિરૂપ, મચ્ચિત્ત-પદ્મો વિકસે સ્વરૂપ,
સ્વકર્મ કોષો કરી ભેદ છેદ, તારા સ્વરૂપે વિકસે અભેદ ૧૫
હે નાથ ! તૂ વ્યાપૃત લોકચિત્ત, અનંત રૂપે નિરૂપાધિ સત્ય,
દયા ખરી નાથ ! કયા સ્વરૂપે, મારા વિષે છે નહિ જાણુમાં છે ૧૬

( અપૂર્ણ )

બાલચંદ હીરાચંદ કવિ–માલેગામ

# સંક્ષિપ્ત બોધ વચનમાળા.

લેખકઃ—શ્રી વિજયપદ્મસૂરિજી.

( ગતાંક પૃષ્ઠ ૯૭ થી ચાલુ. )

૧૫. કર્મના બંધકાળ અને ઉદયકાળમાં સ્વાધીન કાળ એક બંધકાળ છે તે કર્મને બાંધતી વેળાએ સાવચેત રહેનારા જીવો દુઃખી થતાં નથી કર્મનો બંધ થયા પછી અબાધાકાળ વીત્યા બાદ તે કર્મ ઉદયમાં આવે, ત્યારે મનમાં એમ વિચાર આવે કે આવું દુઃખ ન ભોગવવું પડે તો સારું. વ્યાજબી જ છે કે-કોઇને પણ દુઃખ ભોગવવું ગમે જ નહિ પણ કર્મનો ઉદય થયા પછી તે ભોગવ્યા વિના કેમ ચાલે ? અર્થાત્ બાંધેલા કર્મો ભોગવવા જોઇએ. ઉદયકાળમાં કોઇનું કાંઇ પણ ચાલતું નથી, આ અપેક્ષાએ ધ્યાન રાખીને પરમતારક શ્રી તીર્થંકર દેવોએ ઉદયકાળ એ પરાધીન કાળ છે એમ કહ્યું છે.

૧૬. જેમ આંબાને વાવતાની સાથે જ ફળ ન આવે પણ અમુક સમય વીત્યા બાદ ફળ આવે, તેમ દરેક કર્મ બાંધ્યા પછી તરતજ તેનો ઉદય થતો નથી, પણ અમુક સમય વીત્યા બાદ જ ઉદય થાય. તેટલા ટાઇમનું નામ અબાધાકાળ કહેવાય.

૧૭. પાપનું ફળ ખરાબ હોવાથી કોઇ તેને ચાહતું નથી પણ પાપના કારણોનો જ્યાં સુધી ત્યાગ ન કરીએ ત્યાં સુધી તેવા પાપકર્મના ખરાબ ફળ ભોગવવા જ પડે છે. ધર્મારાધનના સારા ફળ સૌ કોઇ ચાહે છે, પણ ધર્મારાધન પ્રત્યે તો રુચિ પણ થતી નથી તો ધર્મને સાધવાની વાત જ ક્યાં રહી ? એટલે જિનધર્મની પરમ ઉલ્લાસથી આરાધના કરનારા ભવ્ય જીવો જ-દેવતાઇ સુખના લાભથી માંડીને ઠેઠ મુક્તિના સુખ સુધીના ફળો પામી શકે છે ને રાચીમાચીને પાપકર્મ ન કરીએ તો જ પાપનું ફળ ન ભોગવવું પડે. આ વાતને ટૂંકામાં નીતિવેત્તાએ જ જણાવી છે કે—

धर्मस्य फलमिच्छन्ति मानवाः ।
फलं नेच्छन्ति पापस्य, पापं कुर्वन्ति सादराः ॥१॥

૧૮. જ્યાં સુધી હૃદયમાં ખરાબ વાસનાએ અંજન( મેશ )થી ભરેલી ડાબડીની પેઠે ઠસોઠસ ભરી હોય ત્યાં સુધી સારામાં સારા શ્રી જિનધર્મનો ઉપદેશની અસર કઇ રીતે થાય ? અર્થાત્ ન જ થાય. એક વાસણમાં અમુક ચીજ ઠસોઠસ ભરી હોય તેમાંથી જ્યાં સુધી તે ભરેલી ચીજ ખાલી ન કરીએ ત્યાં સુધી બીજી વસ્તુ સમાય જ નહિ. આ બાબતમાં વિષ્ઠાના ભમરાનું ને કમલના ભમરાનું દૃષ્ટાંત ખાસ સમજવા જેવું છે-તે બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી. તે બંને ભમરાને મિત્રાચારી હતી. અરસપરસ તેઓ એક બીજાને સ્થાને મળવા જતા હતા. કમળનો ભમરો વિષ્ઠાના ભમરાને મળવા જાય, ને વિષ્ઠાનો ભમરો કમળના ભમરાને મળવા જાય. એક વખત કમળના ભમરાએ પોતે જે કમળમાં રહે છે તેની સુગંધીના વખાણ કર્યા, ને વિષ્ઠાના ભમરાને પોતાના સ્થાને આવવા જણાવ્યું. તે વાત કબૂલ કરીને વિષ્ઠાનો ભમરો નાકમાં બે ગોળી ભરાવીને કમળના ભમરાને મળવા ગયો. તેણે તેને કમળ ઉપર બેસાડી પૂછ્યું કે-કેમ ? કમળની સુગંધી કેવી આવે છે ? વિષ્ઠાના ભમરાએ કહ્યું કે-મને તો કંઇ સુગંધ જણાતી નથી. આ સાંભળીને કમળના ભમરાએ બારીકાઇથી તપાસ કરી તો જણાયું કે તેના નાકમાં વિષ્ઠાની બે ગોળીઓ છે. આ બંને ગોળી કાઢવા માટે કમળના ભમરાએ તેને ઉચકીને તળાવના પાણીમાં ઝબોળ્યો, તેથી બંને ગોળી નીકળી ગઇ. તે પછી વિષ્ઠાના ભમરાને કમળ ઉપર બેસાડ્યો ત્યારે કમળની સુગંધીનો અનુભવ કરનાર વિષ્ઠાના ભમરાએ કમળના ભમરાને આ પ્રમાણે ઠપકો આપ્યો કે-તું તો પેટભરો થઇને આવા ઉત્તમ કમળની સુગંધીનો એકલો જ અનુભવ કરે છે; અત્યાર સુધી મને આવી કમળની સુગંધીનો લાભ પણ ન લેવા દીધો, એ શું ઠીક કહેવાય ? કમલના ભમરાએ કહ્યું કે-તને જો આ સ્થાન ગમતું હોય તો ખુશીથી અહીં રહે ને સુગંધનો અનુભવ કર. આ સાંભળીને વિષ્ઠાનો ભમરો

અહીં રહેવા લાગ્યો ને કમળની સુગંધીનો દિન પ્રતિદિન પરિચય વધતા, તે પોતાના વિષ્ઠારૂપ સ્થાનને ભૂલી ગયો વ્યાજબી જ છે કે જેવો સંગ થાય તેવા જ રંગ જામે આ કાલ્પનિક દૃષ્ટાંતની ઘટના આ પ્રમાણે જાણવી વિષ્ઠાના ભમરાના નાક જેવા સંસારી જીવોનુ મન જાણવુ કમળના ભમરા જેવા ગુરુ મહારાજ ને કમળની સુગંધી જેવો ગુરુમહારાજનો ઉપદેશ જાણવો બાકીની બીના સમજાય તેવી છે

૧૯ પ્રભુદેવની વાણી નોળવેલ નામની વનસ્પતીના જેવુ કામ કરે છે સંસારી જીવો નોળીયા જેવા જાણવા જેમ નોળીયાને સર્પ કરડે ત્યારે નોળવેલને સૂંઘી તે ( નોળીયો ) સર્પનુ ઝેર ઉતારે, તેમ સંસારી જીવોને ક્ષણે ક્ષણે વિવિધ ઉપાધિરૂપી સર્પો કરડી રહ્યા છે પ્રભુદેવની વાણીરૂપી નોળવેલ સૂંઘીને એટલે સાંભળીને સંસારી જીવો વિવિધ ઉપાધિરૂપી સર્પનુ ઝેર ઉતારે છે

૨૦ આત્મદૃષ્ટિ તરફ લક્ષ રાખી વિચાર કરતા જણાય છે કે-પાપ કરવામા બહાદુરી નથી પણ પાપથી બચવામા છે

૨૧ કરોડો રત્નોના દાન કરતા પણ માનવ જિંદગીના એક સમયની કીંમત વધી જાય, કારણ કે આપણે કોઇને કરોડો રત્નો દઇએ તો પણ તેની તાકાત નથી કે ગયેલો સમય પાછો લાવી દે, માટે જે ભવ્ય જીવ પોતાના આયુષ્યનો એક ક્ષણ પણ નકામો એટલે ધર્મારાધન કર્યા વગર ન જવા દે તે જ ખરો જીવ બુદ્ધિશાલી કહી શકાય કહ્યુ છે કે—

**"स्वायुष क्षणमपि प्रमादतो ये वृथा न गमयंति मेघस "॥**

૨૨ ઉત્તમ પુરુષો બીજાના જુદા થયેલા હૃદયને સમજાવીને એક કરે છે માટે તેઓ સોય જેવા કહેવાય. ને દુર્જન પુરુષો એક બીજાના હૃદયની એકતાનો નાશ કરે છે તેથી તેઓ કાતર જેવા કહેવાય છે, માટે દુર્જનની સોબત તજીને સજ્જન પુરુષની સોબત કરવી ( ચાલુ )

---

# જાણવા યોગ્ય કથંચિત વિવિધ ઉક્તિઓ.

સંગ્રા-શ્રી પુણ્યવિજયજી ( સંવિજ્ઞપાક્ષિક )

**મિત્રને કડવા સત્યો સંભળાવવાની રીત—** મિત્ર ! તું પત્થર સાથે માથુ પટકે છે તારા અભિપ્રાયની કોઇ પરવા કરતુ નથી તારા મિત્રો તારાથી દૂર રહેવામા મઝા માને છે તુ એટલો બધો ડાહ્યો છે કે તને કોઇ કંઇ કહી શકતુ નથી, કોઇ તને કહેવા આવવાનુ નથી, કેમ કે તેમ કરવામા સાર નથી ઊલટુ તેમ કરવાથી તેની આપદા વધી જશે પરિણામે તુ જાણે છે, તેથી વધારે જાણી શકવાનો નથી અને તુ જે જાણે છે તે બહુ નજીવુ છે

**બીજાના વિચારો પર સીધા પ્રહાર નહિ કરતા સામાની મુર્ખતા કે ખોટી વાત છે એમ નહિં બતાવતા જવાબ વાળવાની રીત—**અમુક સંજોગોમા તેનો મત ખરો ગણાશે, પણ હાલના સંજોગોમા મને કેટલોક તફાવત જણાય છે વિગેરે

**લોકોને તમારા વિચારના બનાવવાના માર્ગો—**લોકો સાથે વાત કરતી વખતે જે બાબતમા તમને મતભેદ હોય તે બાબતની શરૂઆતમા ચર્ચા કરશો નહીં, જે વિષયમા તમે સંમત હો તે વિષય પર ભાર મૂકીને ચર્ચાની શરૂઆત કરજો બની શકે તો મક્કમતાથી કહેજો કે વસ્તુત બન્નેનો હેતુ એક જ છે, પણ એ હેતુ બાર લાવવાની રીત બાબત મતભેદ છે શરૂઆતથી સામો માણસ હા હા કહેવા માંડે તેવી રીતે વાત કરજો અને બને ત્યાં સુધી તેને ના કહેતા અટકાવજો

**કડવાશનો અંત આવે, સારી લાગણી ઉત્પન્ન કરીને અને સામો માણસ તમારી વાત લક્ષપૂર્વક સાંભળવાને તૈયાર થાય એવુ જાદુઈ વાક્ય—**હંમેશ વાતની શરૂઆત આ પ્રમાણે કરજો " તમને જે જાતની લાગણી થાય છે તેમા તમારી

માત્ર કસુર નથી. તમારી જગ્યાએ હું હોત તો મને પણ આબાદ એવી જ લાગણી થાત. "

**મીઠો ઠપકો**—કેટલીક વાતો એવી છે કે જે સંબંધી મને તમારા તરફથી સંતોષ થતો નથી. અત્યારે તે અવસર નથી ને ભવિષ્યને માટે પણ બીજઅવસરને યોગ્ય છે.

**લોકોની ભૂલ સીધી રીતે નહિ પણ આડકતરી રીતે બતાવો**—તૈયાર કરેલું ભાષણ (લેખ) બરોબર નહોતું પોતાના પતિને કહે છે કે–' નૉર્થ અમેરિકન રીવ્યુ માટે આ લેખ ઘણો સુંદર ગણાશે ' આ રીતે પોતાના પતિની તારીફ કરી પણ સાથે આડકતરી રીતે તેને સમજાવી દીધું કે–' દેવળના તખ્તા પર આ ભાષણ ચાલી શકશે નહિ '

**કોઈને હુકમ ગમતો નથી**—' આમ કરો ને પેલું ના કરો ' તેને બદલે ' તમે આ વાત પર વિચાર કરજો. આગ કરવાથી સારું પરિણામ આવશે. એમ તમે ધારો છો ? ' એક કાગળ લખાવ્યા પછી પૂછવું ' તમે આ વિષે શું ધારો છો ? '

આવી યુક્તિથી એક માણસ સહેલાઇથી પોતાની ભૂલ સુધારે છે.

**ભૂલ સુધારવાનો સરળ ઇલાજ**—સામા માણસને અક્કલ નથી, ડોબા જેવો છે તેમ નહિ કહેતાં તેનામાં અમુક કામ કરવાની લાયકાત છે, પણ તેની શક્તિ ખીલવવાની જરૂર છે.

**બીજાઓને ગુસ્સે કર્યા વિના સુધારવાનો નિયમ**—ઉત્તેજન આપો. જે દોષ તમે સુધારવા માંગતા હો તે સુધારવાનું સહેલ છે એમ બતાવો. જે કામ તમે બીજા પાસે કરાવવા માંગતા હો તે ઘણું સહેલું છે એમ કહો.

(ડૅલ કારનેગીના ગ્રન્થ ઉપરથી પૃથક્ પૃથક્ ઉધ્ધૃત)

---

# ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીનું જીવન રહસ્ય ।

(ગતાંક પૃષ્ઠ ૧૦૯ થી શરૂ)

શ્રી યશોવિજયજીનું દષ્ટિબિંદુ વિશેષ હતું; દિગંબર ગ્રંથ સમાધિતંત્રનું હિંદુસ્તાની ભાષામાં દોધક છંદમાં એમણે ભાષાંતર કર્યું છે; દિગંબરાચાર્યકૃત અષ્ટસહસ્રી નામના ગ્રંથ ઉપર વિવરણ કરેલું છે; જેમ શ્રી હરિભદ્રસૂરિએ બૌદ્ધદર્શનના એક ન્યાયગ્રંથ ઉપર ટીકા લખી હતી અને બૌદ્ધો તરફના વિશાળ દષ્ટિબિંદુ ( Comprehensive view ) નો દાખલો બેસાડયો હતો તેમ ઉપાધ્યાયજીએ પણ પતંજલિના યોગશાસ્ત્રના કૈવલ્યપાદ ઉપર ટીકા લખી છે.

ભરપૂર વહેતી નદીઓના પ્રવાહો જેમ નહેરમાં વહેંચાઇ જઇ ગામો અને ખેતરોને પ્રફુલ્લિત અને રસભરિત બનાવે છે તેમ શ્રીમદ્દનું સાહિત્યજીવન અનેક આધ્યાત્મિક અને સામાજિક ક્ષેત્રોમાં વહન થયેલું છે. અનેકાન્તવ્યવસ્થા જેવા ગ્રંથોમાં શ્રીમદ્ આનંદઘનજીની " સકલ નયવાદ વ્યાપી રહ્યો–તે શિવ સાધન સંધિ રે "–એ ઉક્તિને સાર્થક કરી રહ્યું છે.

ऐं એ મંત્રના બીજાક્ષરથી સરસ્વતી દેવીએ તેમને ગંગા કાંઠે સંતુષ્ટ થઇ તર્ક અને કાવ્યનું વરદાન આપેલ હતું તેમ તેઓ પોતે જણાવે છે. તેથી ऐंद्र શબ્દ ઘણેભાગે તેઓ પોતાની સંસ્કૃત ગ્રંથરચનાના પ્રારંભમાં મૂકે છે.

" નિશ્ચય દષ્ટિ હૃદય ધરીજી પાળે જે વ્યવહાર, પુણ્યવંત તે પામશેજી ભવસમુદ્રનો પાર "–આ વાકય શ્રી ઉપાધ્યાયજીના તમામ ગ્રંથોનું–વ્યવહાર અને નિશ્ચયના પ્રતિપાદન રૂપે અને જૈન દર્શનના અનેકાંતવાદના સાર તરીકેનું સૂચક છે. સવાસો ગાથાના સ્તવનમાંનું આ વાકય છે. વળી " કલેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવ પાર "–આ તેમના બારમા પ્રભુના સ્તવનમાં સાદી રીતે બતા-

વેલી સસાર અને મોક્ષની સમજનટનો સાર છે એમણે સમુદ્ર-વહાણુ સવાદ પણ સરળ ભાષામા વૈરાગ્યની ઉપદેશક શૈલીએ રજૂ કર્યો છે કર્મપ્રકૃતિ ગ્રથ ઉપર ટીકા લખી કર્મગ્રંથનુ ઉત્તમ જ્ઞાન અને દ્રવ્યગુણપર્યાયનો રાસ ગુર્જર ભાષામા બનાવી દ્રવ્યાનુયોગના ઉચ્ચ જ્ઞાનની સાબિતી પૂરી પાડી છે એમના ગુજરાતી દ્રવ્યગુણપર્યાય રાસ ઉપરથી દ્રવ્યાનુયોગતર્કણા સસ્કૃત ગ્રથ બનેલો છે

વાદી તરીકે તેઓ જબરજસ્ત હતા એમના જમાનામા લગભગ થોડાક વર્ષો પૂર્વે સ્થાનકવાસી સપ્રદાયની ઉત્પત્તિ થઇ, અને તે ખાતર એટલે સ્થાપનાનિક્ષેપની પુષ્ટિ માટે એમનો પ્રચાર પ્રતિમાશતક વિગેરે ગ્રથો બનાવવા માટે થયો, અને તે ખાતર ખડન-મડનમા પણ તેમને પ્રથમાદિ યશા ઉતરવુ પડયુ

નિશ્ચય અને વ્યવહારમા મુખ્યતા અને ગૌણુતા પૂર્વક એમની ગ્રથસમૃદ્ધિમા અનેક સ્નેોકોનુ દર્શન થાય છે તે હકીકત ગુજરાતી ભાષામા પણ તેમણે ઉતારી છે "બાહ્ય ક્રિયા છે બાહિરયોગ, અતરક્રિયા દ્રવ્યાનુયોગ"-"બાહ્ય હીન પણ જ્ઞાન વિશાળ ભલો કહ્યો મુનિ ઉપદેશ માળ"-એ કાવ્યદ્વારા અધ્યાત્મની મુખ્યતા કરે છે અને "યોગ અસખ્ય છે જિન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે, એહ તણે અવલ બને, આતમ ધ્યાન પ્રમાણોરે"-વિગેરે કાવ્યદ્વારા ક્રિયા નયની પણ પુષ્ટિ કરે છે આ રીતે જ્ઞાન અને ક્રિયા નયનો સમન્વય ગૌણ મુખ્યતાપૂર્વક સાધે છે

આધુનિક શુષ્ક અધ્યાત્મીઓની પેઠે એઓશ્રી શુભ એટલે પારમાર્થિક શુભ અનુષ્ઠાનોને છોડી શુદ્ધ એટલે માત્ર આત્માનુ જ અવલબન કરનારા નહોતા શુભની મુખ્યતા કરી શુદ્ધ તરફ-નિશ્ચય દૃષ્ટિ તરફ-પ્રયાણ કરવાનો તેમનો ઉપદેશ હતો પ્રચડ વિદ્વત્તા છતા ન્યાયલોકપ્રશસ્તિમા *अस्माकं चरणगुणहीनानां* એ શબ્દો કેટલા નમ્રતાસૂચક છે?

લગભગ ૬૩ વર્ષનુ આયુષ્ય પૂર્ણ કરી સ ૧૭૪૩ મા દર્ભાવતી (ડભોઇ) શહેરમા મૌન એકાદશીની તિથિએ આસપાસના મનુષ્યો વચ્ચેથી યથોચિત માન સ્વીકારી લઇ સ્થૂળરૂપ અદૃશ્ય થઇ સ્વર્ગવાસી થયા જૈન દર્શનનો પ્રખર જ્યોતિર્ધર અસ્ત થયો, પરતુ એમનો આત્મા એમના પ્રત્યેક ગ્રથોમા વિદ્યમાન જીવન્ત અમર છે, અને તે તે ગ્રથોનુ અધ્યયન સૂક્ષ્મતાથી કરનારને અદૃશ્ય આધ્યાત્મિક શક્તિ અર્પી રહ્યો છે, આપણે એમની આજની સ્વર્ગવાસની તિથિએ પ્રતિજ્ઞાદ્વારા સકલ્પ કરીએ કે-યથાશક્તિ એમના ગ્રથોનુ પરિશીલન ચાલુ રાખી, સાર ગ્રહણ કરી, કૃતકૃત્ય થવા પ્રેરણા મેળવી આત્મિક ઉન્નતિ અને વિકાસ પ્રકટ કરીએ

પ્રો૦ સર્વપલ્લી રાધાકૃષ્ણન એક સ્થાને કહે છે કે—The objective of conduct may be defined as a continuous discipline of human nature leaving to a realization of the spiritual-અર્થાત માનવ જાતિને સતત શિસ્ત કર્યે જવી એ નિકટનુ ધ્યેય અને આત્મસાક્ષાત્કાર એ અતિમ ધ્યેય-આવા જ દૃષ્ટિબિંદુથી શ્રીમદ્ ઉપાધ્યાયજી આપણુને સમગ્ર રીતે અવલોકન કરતા લાગે છે, પોતાની જ બનાવેલી ઉપાધ્યાય પદની પૂજામા જગતના બધુ અને જગતના ભ્રાતારૂપે શબ્દોદ્વારા સિદ્ધ થયા છે, ઉદાત્ત વિશાળ પ્રતિભાવાળુ, વૈરાગ્યમય અને કલ્યાણકારી ભાવના ભર્યું એમનુ ચારિત્રમય જીવન અન્યને દૃષ્ટાતરૂપ હોઇ પોતાની સૌમ્ય પ્રભા અને ઝળહળતી શક્તિથી વિરાજિત અને ચિરસ્મરણીય થઇ ગયેલુ છે અને जयति तेऽधिकं जन्मना जगत्-એ કવિ ભવભૂતિની ઉક્તિ સાર્થક કરી રહ્યુ છે આવા મહાત્માશ્રી ભર્તૃહરિના વાક્યમા જૈન સમાજના જ નહિ પરતુ अलंकरणं भुवः-પૃથ્વીના અલકારરૂપ છે, એમને આજે સ્મરણાજલિ અર્પી કૃતાર્થ થઇએ

મુબઇ-સ ૨૦૦૧ મૌનએકાદશી } શા. ફતેહચદ ઝવેરભાઇ

## ' વર્તમાન વિશ્વની દશા '

લે૦ આ. શ્રી વિજયકસ્તૂરસૂરિ મહારાજ.

( કવ્વાલી. )

ખરેખર વિશ્વ અત્યારે, વિપત્તિથી વીટાયું છે;
થશે શું ભાવીમાં સહુનું, વિચારોમાં મુંઝાયું છે. ૧

ધર્મનો પંથ છોડીને, અધમ વાટે વળાયું છે;
દ્રવ્ય તૃષ્ણા વધી તેથી, કૃત્ય સાચું ભૂલાયું છે. ૨

નથી કોઈ વિશ્વમાં સુખીયા, શાસ્ત્રમાં જે ગવાયું છે;
અત્યારે તે સહુ કોઈની, નજર આગળ સુઝાયું છે. ૩

હતા જ્યાં મહેલ મેડીયો, ઘુવડથી ત્યાં વસાયું છે;
થયા ત્યાં બાગ ને બંગલા, દીસાએ જ્યાં જવાયું છે. ૪

હતું જે પુન્ય ધન પાસે, બધુંયે તે ખવાયું છે;
બધા વાતે ઊભી થયલી, કનડગતથી ઘેરાયું છે. ૫

ભલે ફરતી બધે લક્ષ્મી, જીવન તો જોખમાયું છે;
વિચારો લક્ષ્મી જોઈ જોઈને, પેટ કોનું ભરાયું છે ? ૬

ધની ને ધન વગરનાને, ધાન્ય જીવન ગણાયું છે;
પક્ષો ટોટો ઘણો તેનો, ક્યાંક ધન તો ભરાયું છે. ૭

ધની કરતાં ઘણા નિર્ધન, અત્યારે તો થવાયું છે;
સમય વીતે ખબર પડશે, કોણ કેવું ઘવાયું છે ? ૮

અત્યારે પુન્ય રળવાનું, ટાઇમ આવ્યું સવાયું છે;
ભૂખ્યાને અન્ન આપે તે, ધાન્યથી જે ધરાયું છે. ૯

અતિશય પુન્યના બળથી, પાપ જેનું દબાયું છે;
સુખી છે ને સુખી રહેશે, પાપથી જ્યાં ખસાયું છે. ૧૦

વધ્યું બહુ પાપ તેથી આ, વિપત્તિ વ્હાણું વાયું છે;
સંપત્તિ સૂર્ય જોશે તે, પુન્ય નાણું કમાયું છે. ૧૧

---

## [૧]સંસારમાં સારભૂત.

લે૦ સંવિગ્નપક્ષ મુનિ શ્રી પુણ્યવિજયજી.

પરબ્રહ્મસ્વરૂપ આત્માને વિષે મનની એકાગ્રતા કરવી તે જ મોટો યોગ છે અને સ્ત્રી ધનાદિક સાંસારિક શબ્દાદિ વિષયોમાં મનની એકાગ્રતા કરવી તે કેવળ સંસારભ્રમણનું જ કારણ છે. તથા જીવાજીવાદિક તત્ત્વોની વિચારણા કરવી તે જ ખરૂં જ્ઞાન છે. ઇતિહાસ, ભૂગોળ વિગેરેનું જ્ઞાન તો સંસારની આસક્તિનું જ કારણ છે, તથા સમાધિથી ઉત્પન્ન થયેલું જે સુખ તે જ સાચું સુખ છે. વિષયોથી ઉત્પન્ન થતું સુખ ક્ષણિક અને નશ્વર હોવાથી તથા ઉપાધિજન્ય હોવાથી પરિણામે દુઃખરૂપ જ છે. આ પ્રમાણે **મનની એકાગ્રતા, તત્ત્વજ્ઞાન અને સમાધિસુખ** એ ત્રણ જ સંસારમાં સારભૂત છે; તે સિવાય બીજું સર્વ અસાર છે.

### ૨ અનેક કાર્યમાં વ્યગ્ર રહેતા મનને કર્તવ્યસૂચન.

આ પ્રાણીને સંસારમાં કર્ત્તવ્ય તરીકે સેંકડો કાર્યો ઉપસ્થિત થાય છે, પરંતુ તે સર્વે કરી શકાતા નથી. અને એવી રીતે અનેક કાર્યોમાં વ્યગ્ર રહેવાથી તેનું ચિત્ત એક પણ કાર્યમાં વિશ્રામને પામતું નથી તેમ સાર-તત્ત્વના વિચાર રહિત પ્રાણીઓને હૃદયમાં રહેલા-એવા પણ આત્મતત્ત્વની પ્રાપ્તિ દુર્લભ થાય છે. જો તત્ત્વાતત્ત્વનો વિચાર હોય તો અસારભૂત કાર્યમાં ચિત્ત ન આપતાં 'સારભૂત-તત્ત્વભૂત કાર્યમાં જ ચિત્ત પરોવે તો ચિત્ત વિશ્રાંતિને પામી આત્મહિત થાય.

### ૩ કામની બલવત્તરતા.

કામદેવ એટલો બળવાન છે કે તે પ્રાણીને એક પળમાં જ પાયમાલ કરી નાંખે છે. તેનાથી નિરંતર ડરતા રહેવાની જરૂર છે. તેના સાધનો પાંચ ઇંદ્રિયોના વિષયો તેને સેવતાં બહુ જ વિચાર કરવાનો છે. જેને કામને આધીન થવાની ઇચ્છા ન હોય તેણે પૌષ્ટિક અથવા કામોત્પાદક પદાર્થોનો આહાર કરવો નહિ, સ્ત્રીનો પરિચય અલ્પ પણ કરવો નહિ. 'સ્ત્રીની સાથે વાત કરવાથી શું હરકત છે ?' એમ કદિ ધારવું નહિ, તેમજ શૃંગારરસવાળી વાર્તાઓ કહેવી સાંભળવી નહિ, તેવા વિકાર કરનારા પુસ્તકો વિગેરે વાંચવા સાંભળવા નહિ. શાસ્ત્રકારે કહેલી શિયળની નવ વાડ બરાબર સાચવવી. જે પ્રાણી તે વાડને સાચ-

વર્તો નથી તેના શિયળરૂપી ક્ષેત્રનો કામદેવ અવશ્ય નાશ કરે છે પોતાના ખેતરની વાડ બરાબર સચવાય નહિ તો તે ખેડુતનો પાક પશુઓના ભોગમા આવે છે તે પ્રત્યક્ષ સિદ્ધ છે આ ક્રૂર કામદેવ એક વાર આત્મારૂપી ગૃહમા પ્રવેશ કરે તો પછી મોટા મોટા મુનિરાજના મનને પણ ક્ષોભ પમાડે છે અને તેના જ્ઞાન ધ્યાન વિગેરેને ભૂલાવી દે છે, તપને નિષ્ફળ કરે છે અને સત્ય વિગેરે ગુણોનો નાશ કરે છે

---

# સંક્ષિપ્ત બોધવચનમાળા.

લેખક—આ શ્રી વિજયપદ્મસૂરિ.

( ગતાંક પૃષ્ઠ ૧૨૧ થી ચાલુ )

૨૩ સત્પુરુષોની સોબત કરવાથી કુમતિનો નાશ થાય છે, મન ચોખ્ખુ બને, ઘણા જૂના પાપનો ઢગલો ઓછો થઇ જાય, દયાભાવ વધે, દાન, શિયલ, તપની સાધના કરાય, સહન કરવાની ટેવ પડે, હિતકારી પ્રમાણોપેત પ્રિય, સત્ય વચન બોલવાની મજબૂત વૃત્તિ જાગે ક્ષમા, નમ્રતા, સરલતા, સંતોષ, સમતા, વૈરાગ્ય-સંયમાદિ સદ્ગુણોનો લાભ થાય, માટે તેવા મહાપુરુષોનો સંગ કરી, તેમની અમૃતમય પવિત્ર વાણી સાભળી, પરમ ઉલ્લાસથી મોક્ષમાર્ગને સાધી સંસારસમુદ્રનો પાર પામવો, એમા જ માનવ જન્મ પામ્યાની ખરી સાર્થકતા છે

૨૪ ખપ પૂરતા વિચાર કરવા, ખાસ જરૂરી બોલવુ ને ખાસ જરૂરી પ્રવૃત્તિ કરવી એ શાતિમય જીવન ગુજારવાનો અપૂર્વ ઉપાય છે

૨૫ કંચન-કામિનીમાં રહેલ પ્રેમની લાગણી સંસારની રખડપટ્ટી જરૂર વધારે છે, તેવી લાગણી જો અવિચ્છિન્ન પ્રભાવશાલિ, ત્રિકાલાબાધિત શ્રી જિનધર્મની આરાધના કરવામાં રાખીએ એટલે તેવી લાગણીથી જિનધર્મની આરાધના કરીએ તો જરૂર મુક્તિના અવ્યાબાધ સુખ મળે

૨૬ સંસારી જીવોને રુચેલા ક્ષણિક સુખના સાધનોનુ ફલ ક્ષણિક સ્વસ્થતા મળવી એ છે તેવી ઉત્તમ શાશ્વતી અનંત સ્વસ્થતા સિદ્ધ પરમાત્માને નિરંતર હોય છે તેથી અહીંના જેવા સુખ સાધનોની તેમને જરૂર હોય જ નહિ, કારણ કે તે સાધનો ક્ષણિક સ્વસ્થતાને દેનાર છે અને કાયમ ટકે એવી નિર્દોષ સ્વસ્થતા, મોક્ષમાર્ગની સાત્વિકી આરાધના કરવાથી જ મળે

૨૭ હે હંસ! પાણી અને દૂધનો વિવેક કરવામાં જો તુ આળસ કરીશ, તો કહે કે તારુ આ કુલવ્રત ( બંનેને છૂટા પાડી દૂધ પીવાનુ કુલવ્રત ) બીજો કયો માણસ પાળશે? અર્થાત્ આમા તારે પ્રમાદ ન કરવો જોઇએ હંસ જેવા ભવ્ય જીવોએ દરેકના દોષનો ત્યાગ કરી ગુણો ગ્રહણ કરવા જોઇએ

૨૮ હંસની જીભમા ખટાશ હોવાથી દૂધ મિશ્રિત પાણીમા તે અડે કે તરત જ દૂધના કૂચાકૂચા થઇ જાય, તે ખાઇ જાય ને પાણી એકલુ રહી જાય

૨૯ શાંતિ અને પ્રેમભરેલા વચનોની જેવી અજબ અસર સાભળનારના હૃદયમા થાય છે, તેવી અસર આકરા વચનની થાય જ નહિ આ બાબતમા એલેક્ઝાંડરના ઘોડાનુ અને મહાત્માનુ દૃષ્ટાંત શ્રી શ્રાવકધર્મજાગરિકાદિમા જણાવ્યુ છે

૩૦ જેમ કાલાગરૂ ( એક જાતનો ધૂપ વગેરે સુગંધી પદાર્થ ) અગ્નિમા પડતા ઉત્તમ સુગંધ પ્રકટાવે છે તેમ મહાપુરુષો દુ:ખી અવસ્થામા પણ પોતાની ઉદારતા તજતા નથી

૩૧ જેમ મોર પીંછાને લઇને શોભે, ને પીંછા મોરથી શોભે તેમ વડીલ વર્ગની શોભા નાના વર્ગને લઇને ને નાના વર્ગની શોભા વડીલ વર્ગને લઇને જ છે આ શિક્ષા જો હૃદયમા બરોબર ઠસી જાય તો કજીયા કંકાસ ક્લેશ આદિના બીજ જરૂર નાશ પામે, સંપની વૃદ્ધિ થાય, આબાદી વધે, આનંદથી ધર્મોધતા દૂર કરી નિર્મલ પદ મેળવી શકાય —( ચાલુ )

---

શ્રી સિદ્ધર્ષિગણિવિરચિત.

# સંસ્કૃત શ્રી જિન સ્તવન અનુવાદ.

( ગતાંક પૃષ્ઠ ૧૧૯ થી સંપૂર્ણ )

( ઉપજાતિવૃત્ત. )

સદ્ધર્મના મેઘ નભે વિરાજે,
મારા ભુજાદંડ મયૂર નાચે;
પ્રભો ! જગન્નાથ-જગદ્ધિતૈષી,
મારી મતી હર્ષવતી જ સાચી. ૧૭

શૂં માહરી એ શુભ ભક્તિ સાચી,
ઉન્માદ કિવા મતિમૂઢ કાચી;
તૂં બોલ તારા મુખથી અશેષ,
નિવેદ સાચી સ્થિતિ જે વિશેષ. ૧૮

જોતા ભર્યો આમ્ર સુમંજરીથી,
આલાપતી કોકિલ કંઠમાંથી;
હે નાથ ! ભક્તિ સુખથી સવે છે,
તારા પ્રભો ! દર્શનથી લવે છે. ૧૯

આનંદબિંદૂ રસપૂર્ણ ભાળી,
મુખાબ્જ તારું નજરે નિહાળી;
વાચાલ થાએ યદિ મૂઢ જેથી,
ભક્તિતણા ગાન વદે મુખેથી. ૨૦

જાણી અસંબદ્ધ વચ સ્વરૂપ,
ન તૂં ઉપેક્ષા કર વિશ્વભૂપ !
સંતો બધા વત્સલભાવ ધારે,
નતોતણા તે સહુ દુઃખ વારે. ૨૧

અવ્યક્ત વા બાલિશ વાક્ય બોલે,
અલીક વા સત્ય સ્વચિત્ત ખોલે;
પિતાતણે મોદદ શૂં ન થાય ?
જગત્પિતા ! બાલક ક્યાં સમાય ? ૨૨

અશ્લીલ ભાષા મુજ બાલલીલા,
હૂં બાલ જાણી તુજને સલીલા;
આનંદ તારો વધતો નથી શૂં ?
તૂં બોલ મારા હિતનૂં ખરૂં શૂં. ૨૩

અનાદિ અભ્યાસથકી રહેલૂં,
અશૌચપંકે વિષયી ભરેલૂં;
મારૂં જુઓ માનસ છે મલિન,
અશુદ્ધ વાતાવરણે વિલીન. ૨૪

હે નાથ ! મારું મન કેમ વારૂં ?
અશક્ય દીસે ચલ ને અકારૂં;
કૃપા કરી તૂં અશુચી નિવાર;
દૂરે કરીને વિષયાંધકાર. ૨૫

હજૂ મને નાથ સશંક માને ?
આજ્ઞા વિષે ખાસ અજાણુ જાણે;
તેથી ન પ્રત્યુત્તર આપ આપો,
કરી ઘણા હું વિનવૂં પ્રલાપો. ૨૬

પામ્યો પ્રભો ! કિંકરતા તમારી,
એવી અમૂલી પદવી સ્વીકારી;
તો એ વિકારો મુજને ન છોડે,
કાં તે કહો જે મુજ પાસ દોડે. ૨૭

તને નમે તે જન વીર્યશાલી,
થાએ ખરા સુંદર કર્મ બાળી;
છોડે મને નો ઉપસર્ગ તેહ,
હજૂ સતાવે સવિકાર જેહ. ૨૮

સાક્ષાત્ તારા નજરે સમક્ષ,
અલોક ને લોક સહૂ સમીપ;
કષાયથી પીડિત દુઃખપૂર્ણ,
દીઠો ન કાં હૂં હત ને અપૂર્ણ. ૨૯

કષાયસંતાપિત હૂં સમક્ષ,
તૂં છે દયાસિંધુ અપૂર્વ નાથ;
સમર્થ સાક્ષાત્ પ્રભુ યાનપાત્ર,
ઉપેક્ષવો યોગ્ય ન હૂં અપાત્ર. ૩૦

તૂં મુક્ત સંસારસમુદ્ર પાર,
જોઇ દિસે છે મુજને અસાર;

ગમે ન સસાર મને અકારો,
ઘડી ન લાગે મુજ તેહ સારો ૩૧

હે નાથ ! મે શુ કરવુ ન સૂઝે,
મનોરિપૂ સર્વ કદી ન ખૂઝે,
કરે મને બધન નિત્ય શીઘ્ર,
પ્રભો ! થયો આજ હતાશ વ્યગ્ર ૩૨

તારા સમીપે મુજ આવવાને,
રિપૂ ઘણા તેહ નિવારવાને,
કરી પ્રભો ! દીર્ઘ પ્રચૂર યત્ન,
આવીશ પાસે કર તૂ પ્રયત્ન ૩૩

સસાર તારા અવલબને છે,
નિસ્તાર તેનો તુજથી સરે છે,
એ સત્ય છે તો પ્રભુ કેમ ધીર,
કા સ્થીર તૂ તાર ભવાબ્ધિ નીર ૩૪

ત્વરા કરીને પ્રભુ તાર તાર,
વિલબ ના હો ક્ષણનો લગાર,
આધાર કોનો મુજને નહી છે,
આક્રદ કર્ણે તન આ જવા દે ૩૫

સિદ્ધર્ષિ સાધૂ ગણિ પૂજ્ય માન્ય,
સ્તુતિ કરે જે મુનિ શુદ્ધ ધન્ય,
પદાનુસારી સ્તવના કરુ છુ,
અલ્પજ્ઞ હૂ બાલ જિન સ્તવૂ છુ ૩૬

કવિ—બાલચદ હીરાચદ, માલેગામ

---

# સૌ કોઈ વીતરાગના માર્ગને અનુસરો.

મુનિરાજશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ
અમદાવાદ

હે મગલમય પરમાત્મન્ !

અનાદિકાળથી આત્મભાન ભૂલેલો આત્મા પુદ્ગલનો સગી બની પરભાવમા રમ્યા કરે છે, એણે પોતાનુ સ્વરૂપ વિસારી મૂક્યુ છે

અજ્ઞાનતા આવરણોએ એના જ્ઞાન-ભાનુને ઢાકી દીધો છે સશય અને સદેહની કાલિમાએ એના શ્રદ્ધાગુણને આવરી લીધો છે અને સસારમા નિરતર ભોગવવા પડતા સુખદુખના ઘેરાયેલા વાદળોએ એના નિજાનદનુ તેજ હણી દીધુ છે પ્રભુ ! આ બધી અનાદિકાળથી વળગેલા કર્મની રચના છે એ જડ કર્મને વશ બનેલો આત્મા પોતાના ચેતનભાવને વિસરીને ગર્ભાવાસ-જન્મ અને મરણની કારમી વેદનાઓ સદાકાળ સહ્યા કરે છે

પ્રભુ ! જેમ મદઘેલો ગજરાજ મલિન કાદવમાં આળોટે છે, તેમ આ ભાનભૂલ્યો આત્મા પોતાનુ શુદ્ધ સ્વરૂપ ભુલીને કર્મના કાદવમા સદાકાળ રાચ્યા કરે છે પરમાત્મન્ ! એ મલિન કર્મ-કીચમાથી મારા આત્માનો નિસ્તાર કરો !

સ્વામી ! કરુણાના સાગર એવા આપે જગતને કલ્યાણનો માર્ગ ઉપદેશ્યો છે આત્મઋદ્ધિથી વિમુખ બનેલા સસારને આપે અનત આત્મલક્ષ્મીનુ દર્શન કરાવ્યુ છે એ આત્મલક્ષ્મીએ અનેક આત્માઓને સમૃદ્ધ બનાવી તેમનો ઉદ્ધાર કર્યો છે નાથ ! મારા કર્મ દારિદ્રયનો નાશ કરીને મને એ આત્મલક્ષ્મીનુ દાન કરો !

નાથ ! આપે શોધેલી એ આત્મલક્ષ્મીનું મૂલ્ય હુ શુ કરી શકુ ? પ્રભુ ! દેવતાઓએ સાગરમથન કરી રત્નો મેળવ્યા તેમ આપે આત્મમથન કરી આત્મસમૃદ્ધિના મહાખજાના સમા ત્રણ મહારત્નોની શોધ કરી

અનતજ્ઞાન, અનતદર્શન અને અનતચારિત્ર એ આત્માની અખૂટ સપત્તિ છે એ સપત્તિને વરેલ આત્મા સસારની સમગ્ર ઉપાધિઓને તરી જાય છે પ્રભુ ! સ્વભાવે આ આત્મા અનત જ્ઞાનનો ધણી છે, અનત દર્શનનો માલિક છે અને અનત આનદનો ભોક્તા છે પણ પ્રભુ ! મોહ માયાને વશ પડેલ આત્મા મત્રવશ બનેલ માનવી જેમ પોતાનુ ભાન ભૂલી જાય તેમ, પોતાની અમૂલ્ય આત્મસપત્તિને

